सरल

# व्युत्पत्तिपाठ.

કિમત પાંચ આના.

(गायकवाड सरकारना केळवणी खाताने माटे मंजुर)

# सरळ

# व्युत्पत्तिपाठ.



રચનાર

## નવલરામ લક્ષ્મીરામ

( માજી પ્રિન્સિપાલ, કાઠીઆવાડ ટ્રેનિંગ કૉલેજ )

છપાવી પ્રસિદ્ધ કરનાર

ધીમતરામ નવલરામ



# EASY MANUAL
OF
# GUJARATEE ETYMOLOGY

BY

NAVALRAM LUXMIRAM,

*(Late Principal, Kathiawar Training College).*

SECOND EDITION.

આવૃત્તિ બીજી.

સંવત ૧૯૪૫.      ઇ. સ. ૧૮૮૯.

કિંમત આના પાંચ.

અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રિંટિંગ અને

જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.

# પ્રસ્તાવના.



"વ્યુત્પત્તિજ્ઞાનથી શબ્દનાં રૂપકેવાં આપણી નજરમાં ઠસે છે, તેનો મૂળ (અર્થ). તથા લાક્ષણિક અર્થ (Secondary meaning) કેવી ચોખી રીતે સમજાય છે, સમાનાર્થ શબ્દમાં (Synonyms) જે સૂક્ષ્મ ભેદ રહેલો છે તે જાણવાને આપણે કેટલા શકિતમાન થઈએ છઈએ, શબ્દના ઈતિહાસની જોડે જનસ્થિતિ અને જનસ્વભાવનો ઈતિહાસ કેવી રીતે આપોઆપ પ્રકાશ થતો જાય છે, અને ટુંકામાં કહીએ તો એ વિષયનો અભ્યાસ મનને ઊંચી કેળવણી આપવામાં તથા ભાષાની રસિક પંડિતાઈ મેળવવામાં કેટલો અવશ્યનો છે, એ આપણામાં થોડાજ લોકો સમજે છે. વાસ્તવિક જોઈએ, તો આપણામાં હજી ગૂજરાતી વ્યુત્પત્તિ નિશાળોમાં શીખવાઈજ નથી."

આ પ્રમાણે *વ્યુત્પત્તિ પાઠની પ્રથમ પ્રસ્તાવનામાં મારે લખવું પડ્યું હતું, અને એમ લખ્યાને પંદર વર્ષ થવા આવ્યાં તોપણ હજી એ કલંક કંઈ છેક દૂર થયું નથી. એનું વિશેષ કારણ એ છે કે વ્યુત્પત્તિજ્ઞાનમાં શું જોઈએ તે વિષે ઘણે ઠેકાણે મોટી ગેરસમજુતી ચાલે છે. એમાં જરૂરની વાત પ્રથમ તો એ છે કે શબ્દોના અંગ

---

* આ પુસ્તક મેં પ્રથમ ૧૮૭૩માં પ્રગટ કર્યું હતું. આજ સુધીમાં ૭ આવૃત્તિ થઈ ગઈ છે. એનો કોપીરાઈટ ખરીદી લેવા બાબત મારે ક્યુરેટર સાથે ન બનવાથી સરકારીકેળવણી ખાતાએ પોતાના ટાન્સલેટર પાસે "વ્યુત્પત્તિ પ્રકાશ" રચાવ્યો અને બુક કમીટીએ ઠરાવ્યું કે મારો ગ્રંથ વધારે શાસ્ત્રીય પણ કઠિણ હોવાથી તે ટ્રેનિંગકાલેજમાંજ અને નિશાળોમાં "વ્યુત્પતિ પ્રકાશ" ચલાવવો. આ ઉપરથી છેલ્લા ચાર વર્ષથી તે છપાવવો મેં બંધ રાખ્યો હતો. પણ ગયે વર્ષે ગાયકવાડ સરકારના વર્નાક્યુલર કેળવણીખાતાના ડીરેક્ટર રા. બા. હરગોવિંદદાસે "વ્યુત્પત્તિ પ્રકાશ" ને ઠેકાણે એ પાછો ચલાવવાની ઇચ્છા જણાવ્યાથી આ આવૃતિ તેમને માટે તૈયાર કરીછે.

(ધાતુ પ્રત્યયાદિ) પ્રથમ જૂદા પાડતાં આવડવા જોઇએ, કે તે ઉપરથી તેના મૂળાર્થ લક્ષ્યાર્થ વિગેરેનો વિચાર કરવાનું સાધન મળે. આ પહેલું પગથીઊં છે અને ત્યારપછીજ ઉત્સર્ગ પ્રકરણ કાંઈપણ ફાયદા ભરેલી રીતે શીખવી શકાય. પણ ઊંધો પ્રથા એવો ચાલ્યો છે કે શરૂઆતમાં તો આ શબ્દ કઈ ભાષાનો છે અથવા ધાર્યું તો એના મૂળ શબ્દ કયો છે એમ પૂછ્યું એટલે બસ. એમ કરવું સહેલું તો પડતું હશે, પણ એવા ગોખણથી ફાયદો શો ? ભૂલવું ન જોઇએ કે વિદ્યાગિરિપર ચઢવાનો માર્ગ તેને ખોદી નાંખ્યા વિના રાજાને માટે પણ સપાટ કરી શકાતો નથી.

તે છતાં, ભણનારની મુશ્કેલીઓ દૂર કરવા આ આવૃત્તિમાં ખાસ કાળજી રાખીછે, અને તે અર્થે મૂળ ગ્રંથમાંથી કાંઈ પણ મુખ્ય બાબતો કાઢી ન નાંખતાં તે લગભગ નવેસરથીજ લખવો પડ્યો છે. ધાતુઓના ઉદાહરણોની સંપૂર્ણ ટીપમાં દરેકના આદ્યય પ્રત્યયો પણ દર્શાવ્યા છે. એ વિગેરે બધો રચના ફેર છેવટે શુચિપત્ર આપ્યું છે તે ઉપરથી માલુમ પડશે.

શીખવવા બાબત કહેવાનું કે જે જે ઠેકાણે ગ્રંથમાં સૂચના આપીછે તે તે ઠેકાણે જો તે પ્રમાણે શીખવવામાં આવશે, અને ૧ લા ભાગ જે માત્ર ચોદક પૃષ્ટનો છે તે જો ૫ મા ધોરણમાંથીજ તૈયાર કરાવ્યો હશે, તો પછી ભણનારને કાંઈ પણ મુશ્કેલી લાગશે નહિ.

ગ્રીક, લાટિન, તથા ઇંગ્રેજી ભાષાના મળતા ધાતુ કોષમાં જણાવ્યા છે. એ તથા સંસ્કૃત પ્રાકૃતાદિ શબ્દો પણ દાક્તર બુલ્હરે પસંદ કરેલા તેજ અહિંયા દાખલ કર્યા છે, અને તે પરિશ્રમને માટે હું તે સાહેબનો મૂળથી અત્યંત આભારીછું.

મુ૰ રાજકોટ. }<br>
તા. ૧-૧૨-૧૮૮૭ }

ન૰ લ૰

# व्युत्पत्तिपाठ.

## भाग. १.

### સમાસના શબ્દો જુદા પાડવા વિષે.

૧. એક શબ્દના ભાગ પાડતાં માંહેથી બીજા પણ શબ્દો હાથ લાગે, ત્યારે તે શબ્દોનો સમાસ થએલો છે એમ કહેવાય છે.

૨. સમાસના શબ્દ જૂદા પાડી તેનો અર્થ કહી બતાવવો એને સમાસનો વિગ્રહ કરવો કહેછે;—જેમકે

દૂધ, દૂધ+ભાત, ભાત=દૂધ અને ભાત તે દૂધભાત.
दश, દશ+बार, બાર=દશ કે બાર તે, दशबार.
गंगा, ગંગા+जळ, પાણી=ગંગાનું પાણી તે, गंगाजळ.
परम, મોટો+ईश्वर, ઈશ્વર=મોટો ઈશ્વર તે, परमेश्वर.
तपः, તપ+धन, ધન=તપ જેનું ધનછે તે, तपोधन.
क्रिया, क्रिया+पद, શબ્દ=ક્રિયા બતાવનારો શબ્દ તે, क्रियापद

એમાં સંક્ષેપને સારૂ ગણિત ચિન્હો લખ્યાંછે, પણ બોલવામાં "વત્તા"ને ઠેકાણે ને તથા "બરાબર"ને ને ઠેકાણે एटल એમજ બોલવુ. દુધ વગેરે સાધારણ શબ્દના અર્થ કરતી વેળા તેનો તેજ શબ્દ બોલવામાં કાંઈ હરકત નથી પરમેશ્વર શબ્દમાં अने इ મળીને ए તથા તપોધનમાં વિસર્ગનો ओ થયો છે. આ પ્રમાણે હવે પછી જ્યાં જ્યાં સંધિવિકાર થએલો માલમ પડે ત્યાં ત્યાં તે લગતો સંધિનિયમ શીખવવો.

૩. ઉપલા ઉદાહરણો ઉપરથી માલમ પડશે કે સામટો અર્થ કરતી વેળા કોઈ વખત અને કે કે, કોઈ વખત વિભક્તિનો પ્રત્યય, કોઈ વખત કાંઈજ નહિ, કોઈ વખત "જેને છે તે" અને કોઈ વખત બીજા શબ્દો ઉમેરવા પડેછે આ પાંચ ભેદ બરાબર લક્ષમાં રાખવાથી સામટો અર્થ કરતાં આગળ મુશ્કેલી નહિ પડે.

અને કે કે ઉમેરવા પડે ત્યારે તે સમાસ द्वंद्व, વિભક્તિનો પ્રત્યય ઉ-

ઉમેરવો પડે ત્યારે તત્પુરુષ, કાંઈજ ન ઉમેરવું પડે ત્યારે કર્મધારય "જે છે તે એ ઉમેરવું પડે ત્યારે તે બહુવ્રીહિ અને બીજાશબ્દો ઉમેરાય ત્યારેતે મધ્યમપદ લોપી સમાસ કહેવાય છે એમ સામાન્યપણે સમજી રાખવું.

૪. આ નિયમમાં વિભક્તિના પ્રત્યય કહ્યા છે તે છઠ્ઠીનાજ નહિ પણ કોઈપણ વિભક્તિના હોય, કેમકે બીજી વિભક્તિઓના પ્રત્યયોનો પણ કોઈ વખત ગૂજરાતીમાં લોપ થએલો માલમ પડેછે:—જેમકે,

(દ્વિ.) મનઃ, મન+હર, હરનાર=મનને હરનાર તે, મનોહર.

(તૃ.) હસ્ત, હાથ+કૃત, કીધેલું=હાથવડે કરેલું તે, હસ્તકૃત.

(ચ.) યજ્ઞ, યજ્ઞ+સ્તંભ, થાંભલો=યજ્ઞનેસારુ જે થાંભલો તે, યજ્ઞસ્તંભ.

(પં.) ધર્મ, ધર્મ+ભ્રષ્ટ, પડેલો=ધર્મમાંથી પડેલો તે, ધર્મભ્રષ્ટ.

(ષ.) રાજ રાજા+ભય, બીક=રાજાની બીક તે, રાજભય.

(સ.) સ્વર્ગ, સ્વર્ગ+વાસ, વસવું=સ્વર્ગમાં વસવું તે, સ્વર્ગવાસ.

૫. અભ્યાસને સારુ ભણનારે નીચે લખેલા શબ્દોનો વિગ્રહ પોતાની મેળેજ કરવા પ્રયત્ન કરવો.

| | | |
|---|---|---|
| ભાઈબહેન | પાણીબાણી[૧] | દરિયાકાંઠો |
| મહાસાગર | ભૂગોળ | ભૂગોળવિદ્યા |
| ગાદીતકીઓ | દૃઢભાજક | ભરતખંડ |
| દોરીલોટો | મધમાખી | અહમદનગર |
| જૂનાગઢ | વર્તમાનકાળ | વર્તમાનપત્ર |
| ગુણવિશેષણ | પૂર્ણાંક | દશાંશ |
| પંચરાશિ | [૨]પીતાંબર | [૩]ત્રિભુવન |

૧. બાણી છૂટો શબ્દ નથી. અત્રે એનો અર્થ "પાણી જેવું કાંઈ બીજું" એમ થાયછે. એ બબ્બાની બલીહારી કહેવાય છે. અને તે જ્યાં જ્યાં આવે ત્યાં પાછલા શબ્દને લઈ "અથવા તેના જેવું કાંઈ બીજું" એમજ અર્થ કરવો.

૨. એ કર્મધારય સમાસ હોય, ત્યારે પીળું વસ્ત્ર એટલોજ અને બહુવ્રીહિ હોય, ત્યારે પીળુ વસ્ત્ર જેને છે તે વિષ્ણુ, એવો એનો અર્થ થાય છે.

૩. ત્રણ લોક. સ્વર્ગ મૃત્યુ, ને પાતાળ.

૬. નીચે લખેલા શબ્દો ગૂજરાતીમાં ઘણીવાર બીજાની

પછીથી આવીને સમાસ નામ કરેછે. તે કઈ ભાષાના છે તે કોષમાં જોડે સુચવ્યું છે.

| | શબ્દ | અર્થ | ઉદાહરણ | અર્થ |
|---|---|---|---|---|
| (સં.) | स्थान | ઠેકાણું | દેવસ્થાન | દેવનું ઠેકાણું. |
| (ફા.) | स्तान | ઠેકાણું | અરબસ્તાન | આરબોનેરહેવાનું ઠેકાણું. |
| (સં.) | नगर | શહેર | જામનગર | જામે વસાવેલું શહેર. |
| (પ્રા.) | नेर | શહેર | ચાંપાનેર | ચાંપાએ વસાવેલું શહેર. |
| (પ્રા.) | वाड | રેહેઠાણ | ઝાલાવાડ | ઝાલાઓનું રેહેઠાણ. |
| (પ્રા.) | वाडो | રેહેઠાણ | નાગરવાડો | નાગરોનું રેહેઠાણ. |
| (ફા.) | आबाद | વસેલું | અમદાવાદ | અહમદથી વસેલું |
| (સં.) | पुर | ગામ | જયપુર | જયસિંહે વસાવેલું ગામ. |
| (સં.) | शाळा | ઠેકાણું | પુસ્તકશાળા | પુસ્તકનું ઠેકાણું. |
| (સં.) | कारक | કરનાર | દુ:ખકારક | દુ:ખ કરનાર. |
| (સં.) | दायक | આપનાર | સુખદાયક | સુખ આપનાર. |
| (પ્રા.) | दाई | આપનાર | આનંદ | આનંદ આપનાર. |
| (સં.) | कर | કરનાર | ભયંકર | ભય કરનાર. |
| (સં.) | कार | બનાવનાર | લોહકાર | લોઢું બનાવનાર લુહાર. |
| (સં.) | आतुर | પીડાતો | શોકાતુર | શોકથી પીડાતો. |
| (સં.) | आलय | ઠેકાણું | વિદ્યાલય | વિદ્યાનું ઠેકાણું. |
| (સં.) | अपि | પણ | તદપિ | તોપણ. |
| (સં.) | आदि* | વગેરે | ઈત્યાદિ | એ વગેરે. |

*आदि નો અર્થ તો અગાડીછે, અને પાંડવાદિ શબ્દોનો અર્થ એમ થાય કે પાંડવ જેની અગાડી છે એવા રાજાઓ, એટલે, પાંડવ વગેરે રાજાઓ.

આ શબ્દોના અર્થ ગોખવાને ઠીક પડે માટે આમ લખ્યાછે, તોપણ વિગ્રહ તો બધા ભણનાર પાસે બીજી કલમમાં બતાવ્યુંછે તે પ્રમાણેજ લેવો;–જેમકે

देव, દેવ+स्थान, ઠેકાણું=દેવનું ઠેકાણું તે, देवस्थान.

.स्थान આદિક શબ્દોના બીજા ઉદાહરણ ભણનાર પાસેથી કઢાવવાં, અને તેનો પણ વિગ્રહ એમજ કરાવવો.

૭. નીચે લખેલા શબ્દો બીજાની પહેલા આવી ઘણીવાર સમાસ કરેછે.

## (ફારસી.)

बे. વિના+मान, ભાન=ભાન વિનાનો, बेमान.

बे. ઉલટું+कायदे, કાયદો=કાયદાથી ઉલટું, बेकायदे.

,, નઠારૂં+हाल, સ્થિતિ=જેની નઠારી સ્થિતિ છે તે, बेहाल.

गेर, નહિ+हाजर, હાજર=હાજર નહિ તે, गेरहाजर.

,, ઉલટું+वाजबी, વાજબી=વાજબીથી ઉલટું, गेरवाजबी.

,, નઠારૂં+वखे, ઠેકાણે=નઠારે ઠેકાણે પડેલું, गेरवखे.

ना, નહિ+दानह, ડાહ્યો=ડાહ્યો નહિ તે, नादान.

कम, ઓછું+बख्त, નશીબ=જેનું ઓછું નશીબ છે તે, कमबख्त.

बद, ખરાબ+बो, વાસ=ખરાબ વાસ, बदबो.

## (સંસ્કૃત તથા પ્રાકૃત.)

न, નહિ+अन्यतर, બેમાંથી એક=બે જાતિમાંથી એકે નહિ તે, નાન્યતરજાતિ.

पर, પારકું+अधीन, તાબે=પારકાને તાબે તે, पराधीन.

स्व, પોતાનું+धाम, ઠેકાણું=પોતાનું ઠેકાણું, સ્વર્ગ, स्वधाम.

स्वयं, પોતાની મેળે+भू, હોનાર=પોતાની મેળે હોનાર, ઈશ્વર, स्वयंभू.

सत्, સારી+आचार, ચાલ=સારી ચાલ, सदाचार.

पुनर्, ફરીથી+उक्ति, બોલવું=ફરીથી બોલવું, पुनरुक्ति.

महा, મોટું+भारत, ભારત=મોટું ભારત, महाभारत.

चतुर्, ચાર+आनन, મોઢું=ચાર મોઢાં જેને છે તે, બ્રહ્મા, चतुरानन.

चो, ચાર+पाई, ચરણ=ચાર ચરણનો એક છંદ, चोपाई.

बिन, વિના+गुनाह, ગુનોહ=ગુનાહ વિના, बिन गुनाह.

એ દરેક શબ્દના તથા હવે પછી આદ્યપ્રત્યય વગેરે જે જે આવે તેનાં કેટલાંક પોતાની તર્ફના ઉદાહરણ છોકરાં પાસે લેતાજ રહેવું, કેમકે પોતાની મેળે શોધવાની મહેનત લીધા વિના કોઈ પણ જ્ઞાન મનમાં પૂરેપૂરૂં ઠસતુ નથી.

## આદ્યવ પ્રત્યયની સાધારણ સમજ.

૧. પણ ઘણી વખત તો શબ્દના ભાગ પાડતાં તેમાંથી એક શબ્દ અને બીજા તો અક્ષરોજ હાથ લાગે છે. તે અક્ષરો એવા હોયછે કે છૂટા વાપરી શકાય નહિ. પણ બીજા શબ્દની જોડે આવી તેનો અર્થ ફેરવી નાંખેછે. એવા અક્ષરને આદ્યય કે પ્રત્યય કહેછે.

૨. શબ્દની પહેલા જે અક્ષર આવીને તેના અર્થમાં ફેરફાર કરેછે, તેને आद्यय(आदि, પહેલાં+अय, આવનાર=શબ્દની પહેલાં આવનાર) કહીએ;—જેમકે

अ, નહિ+पार, પાર=જેનો પાર નહિ તે, अपार.

बे, વિના+वकुफ, સમજ=જેને સમજ નહિ તે, बेवकुफ.

એમાં अ એ સંસ્કૃત અને बे એ ફારસી ભાષાનો આદ્યય છે. બધા સંસ્કૃત આદ્યયો હવે પછી આપવામાં આવશે, અને बे વગેરે થોડાક ફારસી છે તેતો સાતમી કલમમાંજ આપી દીધા છે, કેમકે એમાંના ઘણાખરા શબ્દોજ છે.

૩. શબ્દની પછી જે અક્ષર આવી તેના અર્થમાં ફેરફાર કરેછે તે प्रत्यय (प्रति, સામા+अय, આવનાર=શબ્દની સામા-પછીથી-આવનાર) કહેવાયછે;—જેમકે

गरीब ગરીબ+आई, પણું=ગરીબપણું, गरीबाइ.

स्वतंत्र, છૂટું+ता, પણું=છૂટાપણું, स्वतंत्रता.

गुलाम, ગુલામ+गीरी, પણું=ગુલામપણું, गुलामगीरी.

એમાં गीरी એ ફારસી અને ता संस्कृत ભાષાના પ્રત્યય છે. आई મૂળેતો સંસ્કૃતમાંથીજ ઉત્પન્ન થએલો પણ હાલ ગૂજરાતી પ્રત્યય કહેવાય. ફારસી તથા સંસ્કૃત પ્રત્યયોની વિગતવાર ટીપ અર્થ સાથે આગળ આપવામાં આવશે. ગૂજરાતી પ્રત્યયો તો સ્વભાષાના હોવાથી ભણનાર પોતાની મેળેજ ઓળખી શકશે. તેના અર્થ બોલાવવાની જરૂર નથી.

૪. ભણનાર પાસે નીચે લખેલા ઉદાહરણોમાંથી શબ્દ અને પ્રત્યય જૂદા પડાવી સામટો અર્થ કરાવવો, અને એ પ્રમાણે વાંચન પાઠમાં હમેશાં કર્યા કરવું:—જેમકે લોહી શબ્દ+આળ પ્રત્યય=લોહીઆળ, એટલે લોહીવાળો.

| | | | |
|---|---|---|---|
| લોહીઆળ | ઉડાઉ | મોજીલો | ઉંડાણ. |
| શેઠાણી | ભોળાપણું | શાણપણ | દળામણ. |
| ચીનાઈ | લખેલું | ચળકાટ | ગળીઆરો |
| બોલનાર | મોટાઈ | લખવું | ઢોળાવ |
| ગડગડાટ | લબારો | હઠીલો | દબેલ |
| કંપારી | નાનમ | મોટપ | કૂદકો |
| પહેરામણી | ગળપણ | ગળીઆરો | ગુણવાળી |

૫ સંસ્કૃત પ્રત્યયો બે જાતના છે:—કૃદંત અને તદ્ધિત.

૬ ધાતુ ઉપર જે આવેછે, તેને કૃદંત પ્રત્યય કહેછે;—જેમકે

वह्, વહેવું+अन, ક્રિયા=वहन, વહેવાની ક્રિયા, વહેવું

કૃદંત પ્રત્યયો વડે ધાતુ ઉપરથી ઘણાં નામ વિશેષણાદિક ઉત્પન્ન થાયછે.

૭ નામ વિશેષણાદિક ઉપર જે પ્રત્યયો આવી બીજાં નામ વિશેષણાદિક ઉત્પન્ન થાયછે, તેને તદ્ધિત પ્રત્યય કહેછે;—જેમકે

धर्म+इक, વાળો=धार्मिक, ધર્મવાળો.

ઉપલા દાખલા ઉપરથી વિચક્ષણ વિદ્યાર્થી જોશે, કે સંસ્કૃત પ્રત્યયો લાગતાં મૂળ શબ્દમાં પણ કોઈ વખત ફેરફાર થઈ જાયછે. અહિંયા "ધ" નો ધા થયો તથા "म" માંનો સ્વર ઉડી જઈ તેમાં इ ભળી ગઈ. કોઈ અક્ષર ઉડી જાય, ત્યારે તેનો લોપ થયો એમ કહેવાય છે. અક્ષરોને જોડાઈ જવાના નિયમોને સંધિનિયમો કહેછે. મોટા મોટા સંધિનિયમો તો આ પ્રસંગેજ શીખવવા, કેમકે નહિતો સંસ્કૃત શબ્દના ભાગ પાડતાં વિદ્યાર્થીને કદી પણ બરાબર આવડશે નહિ.

## ફારસી પ્રત્યયો.

| પ્રત્યય | અર્થ | ઉદાહરણ. |
| --- | --- | --- |
| दार | વાળો | આબરૂદાર. મામલતદાર, કામદાર, વગેરે. |
| बान, वान | ,, | મહેરબાન, દરવાન, પહેલવાન, ,, |
| मंद | ,, | અકલમંદ, દાનેશમંદ, દોલતમંદ, ,, |
| वार | ભરેલો | ઉમેદવાર, વિગતવાર, તપસીલવાર, ,, |
| गर | કરનાર | ચુડગર, જાદુગર, કારીગર, ,, |
| गरो, री, रुं | ,, | વાતગરો, કજીઆગરી, કાજગરૂં. ,, |
| गार, गारो | ,, | જુલમગાર, મદદગાર, કામણગારો, ,, |
| बाज | ,, | દગાબાજ, કસરતબાજ, નજરબાજ, ,, |
| खोर | ,, ખાનાર | દગાખોર, હરામખોર, દારૂખોર, ,, |
| दान | ઠેકાણું | કલમદાન, પાનદાન, કદરદાન, ,, |
| दानी | ,, | ચાહેદાની, *ગુલાબદાની, મચ્છરદાની, |
| खानुं | ,, | હાથીખાનું, તોપખાનું, કારખાનું, ,, |
| ची | રાખનાર | ખજાનચી, મસાલચી, ટબલચી. ,, |
| गीर | જીતનાર | જહાંગીર, આલમગીર, ,, |
| गीरी | પણું, ધંધો | ગુલામગીરી, મહેતાગીરી, ,, |
| ई | ,, ,, | બહાદુરી, કારકુની, ગુલામી, ,, |

*ગુલાબ એ સામાસિક શબ્દ છે, અને તેનો અર્થ ફારસીમાં ગુલાબજળ (गुल, ગુલાબનું ફૂલ+आब, પાણી) થાયછે તેજ અત્રે કરવો. ગુલાબજળ એ શબ્દ ફારસી પ્રમાણે અશુદ્ધ છે, અને એમાં પાણીનો અર્થ નકામો બેવાર આવે છે.

# સંસ્કૃત તદ્ધિત પ્રત્યયો.

૧ ભાવવાચક, એટલે, "પણું" એવો અર્થ દેખાડનારા પ્રત્યય ચાર છે.

ता દુષ્ટતા, ક્રૂરતા, મમતા (મમ, મારૂં), વગેરે
त्व દાસત્વ, કવિત્વ, તત્વ (તે પણું), ,,
य ધૈર્ય (ધીર, ધીરો), આતિથ્ય (અતિથિ, પરૂણો) ,,
अ યૌવન (યુવન્, જુવાન), ગૌરવ (ગુરૂ, મોટું), ,,

૨ એજ પ્રમાણે નીચેના શબ્દોના ભાગ પાડવા.

અપૂર્ણતા શૌર્ય ગુરૂત્વ શૌચ દેવતા
ચૈતન્ય બ્રહ્મત્વ કાવ્ય કવિત્વ આયુષ્ય

૩ સંબંધ દર્શક, એટલે "વાળો" એ અર્થના પ્રત્યયો.

वत् ભગવત્ (ભગ, શક્તિ), જ્ઞાનવતી (જ્ઞાનવત્+ઈ નારિજાતિનો પ્રત્યય), સરસ્વતી, વગેરે
वंत ગુણવંત, બળવંત, ધનવંત, દયાવંત, ,,
वान् ગુણવાન્, કુળવાન્, ભગવાન્, ભાગ્યવાન્, ,,
मत् શ્રીમદ્ (શોભાવાળું) ભાગવત, ધીમત્, ,,
मंत શ્રીમંત, ધીમંત, બુદ્ધિમંત, વગેરે.
मान् બુદ્ધિમાન્, ભક્તિમાન્, શક્તિમાન્, મતિમાન્, વગેરે.
*इन्નો ई રોગી, ભોગી, પક્ષી, શાસ્ત્રી, ધની (ધણી). ,,
विन्નો वी તેજસ્વી, તપસ્વી, મનસ્વી, યશસ્વી, વગેરે.
आल, आलु રસાલ, વાચાલ, દયાલુ, માયાલુ, કૃપાલુ, ,,
इक ભાવિક, નૈયાયિક, દૈનિક (દહાડાની), ,,
अ તાપસ, (તપસ્, તપ) વૈષ્ણવ (વિષ્ણુ+અ=વિષ્ણુ વાળા, વિષ્ણુને માનનારા), જૈન (જિન+અ=જિનને માનનારા) શાક્ત (શક્તિ+અ), ચૈત્ર (ચિત્રા નક્ષત્ર-વાળો મહીનો), આશ્વિન,

૪ "તે ઉપરથી ઉત્પન્ન થએલું" એવો વિશેષ સંબંધ દેખાડનારા પ્રત્યય:—

अ કૌરવ (કુરૂ+અ)=કુરૂ રાજાથી ઉત્પન્ન થએલા.
,, સૈંધવ (સિંધુ+અ)=સમુદ્રથી ઉત્પન્ન થએલો, સિંધવ.
य દૈત્ય (દિતિ+ય)=દિતિના દીકરા.
,,—ગાર્ગ્ય (ગર્ગ+ય)=ગર્ગ ઋષિનો પુત્ર.
ईय—દેશીય (દેશ+ઈય)=દેશમાં ઉત્પન્ન થએલું.
,, ,, સજાતીય, સરખા સ્થાનના અક્ષર.

૫ ई, आ, ને आनी એ નારી જાતિ દર્શક પ્રત્યયો છે, અને તે બીજા કોઇપણ પ્રત્યયની સાથે ભળેછે ત્યારે તેના અર્થમાં નારિ જાતિનો અર્થ વધારે છે:—જેમકે, દેવી, દેવની સ્ત્રી અથવા દેવરૂપ સ્ત્રી; ચતુરા, ચતુર સ્ત્રી; ગુણવતી (ગુણ+વત્, વાળો+ઈ) ગુણવાળી; ભવાની (ભવ=શિવ), શિવની સ્ત્રી; બ્રહ્માણી; ઠકુરાણી; વગેરે.

૬ इन् સાથે ई મળીને इनी પ્રત્યય નારિજાતિનો એક સાધારણ થઈ પડ્યો છે, અને તે ઉપરથી અપભ્રંશ થઈ ગૂજરાતીમાં एण અથવા अण પ્રત્યય ચાલેછે:—જેમકે, માલિની=માળા, હાર+ઈન્+ઈ=હાર ગુંથનારી=માળેણ, માળણ. તેમજ યોગિની, જોગેણ, જોગણ; પદ્મિની; કામિની; કુંભકારિણી, કુંભારણ; સોનારણ, પટલણ, ધોબણ, દરજણ, વગેરે.

૭ मय, બનેલું, ભરેલું:—જેમકે ગોમય (ગો=ગાય) ગાયમાંથી બનેલું; જળમય; ચિન્મય; તન્મય.

૮. वत्, પેઠે:—માતૃવત્ (માની પેઠે), શાસ્ત્રવત્, પૂર્વવત્.

૯. त्र, ઠેકાણે:—સર્વત્ર (સઘળે ઠેકાણે), તત્ર, યત્ર.

૧૦. दा, વખતે:—સર્વદા (સઘળે વખતે, હમેશાં), યદા, કદા.

૧૧. था, રીતિ:—યથા (જે રીતે), તથા, સર્વથા.

૧૨. धा, રીતે:—સહસ્રધા (હજાર રીતે), નવધા, બહુધા.

૧૩. क, સમુદાયવાચક:—પંચક(પાંચ દિવસનો સમુદાય), શતક (સોનો સમુદાય, સેંકડો, સૈકો), ચતુષ્ક (ચોક), ષટ્ક (છક), સપ્તક, અષ્ટક, કુલક.

૧૪. क, લઘુતાવાચક:—બાળક (છોકરડું, છોકરૂં); બાળિકા (છોકરડી, છોકરી) દીપક (દીવડો), ગોપિકા.

अकની પેઠે આ બંને અર્થના क પ્રત્યયના રૂપમાં પણ નારિજાતિએ इका થઈ જાયછે.



## સંસ્કૃત કૃદંત પ્રત્યયો.

૧. અત્યાર સુધી શબ્દના ભાગ પાડતાં તેમાંથી એક પણ ઓળખાય એવો શબ્દ હાથ લાગતો હતો, પણ અહિંયા તો ધાતુને પ્રત્યયજ ઓળખી કાઢવાના છે. અમે પ્રત્યેક ઉદાહરણની સાથે ધાતુ તો દેખાડીશું અને બીજાં ઉદાહરણ વિદ્યાર્થીએ ધાતુ પ્રકરણમાંથી શોધીને તૈયાર કરવાં.

૨. અ, અન, તથા ય એ ક્રિયાવાચક તથા કર્તૃવાચક બંને થાયછે, એટલે તેનો અર્થ ગૂજરાતી પ્રત્યય વું તથા નારની સમાન છે:—જેમકે,

| ધાતુ | પ્રત્યય* | શબ્દ | શબ્દાર્થ |
|---|---|---|---|
| ભંજ્, ભાગવું | અ | ભંગ | ભાગવાની ક્રિયા. |
| દિવ્, પ્રકાશવું | ,, | દેવ | પ્રકાશનાર. |
| છિદ્, કાપવું | અન | છેદન | કાપવાની ક્રિયા. |
| વદ્, બોલવું | ,, | વદન | બોલનાર મોઢું. |
| કૃ, કરવું | ય | કાર્ય | કરવું, કામ |
| આ+ચર્, મર્યાદામાં ચલાવવું | ,, | આચાર્ય | મર્યાદામાં ચલાવનાર. |

*પ્રત્યયના અનેક અર્થ હોય ત્યાં તેનો જે અર્થ અમુક શબ્દમાં લાગુ પડતો હોય તેજ વિચારીને કહેવો.

૩. તિ, ન, ને અસ્ એ કેવળ ક્રિયાવાચક પ્રત્યય છે:—

| | | | |
|---|---|---|---|
| ગમ્, જવું | તિ | ગતિ | જવાની ક્રિયા. |
| યત્, મહેનત કરવી | ન | યત્ન | મહેનત કરવાની ક્રિયા. |
| તપ્, તપવું | અસ્ | [તપસ], તપ. | તપ કરવું. |

૪. અક, *તૃનો તા, ૨, અને ૩ એ કેવળ કર્તૃવાચકજ પ્રત્યયો છે. નારી જાતિમાં અક નો ઇકા થઈ જાય છે. ૨ લઘુતાવાચક પણ છે.

| ધાતુ | પ્રત્યય | શબ્દ | શબ્દાર્થ |
|---|---|---|---|
| વચ્, બોલવું | અક | વાચક | બોલનાર, દેખાડનાર. |

ભૃ, ભરવું તૃ,નો તા ભર્ત્તા ભરણ પોષણ કરનાર, ધણી.
સાધ્ સાધવું ઉ સાધુ સાધનાર, પ્રમાણિક માણસ
જીવ્, જીવવું ઈકા, જીવિકા જીવવાનું સાધન.
નમ્, નમવું ર નમ્ર નમનાર.

*તૃનો સંસ્કૃતમાં પ્રથમા વિભક્તિમાં તા થવાથી આપણી ભાષામાં તો બહુધા તે તા રૂપેજ દેખાયછે, પણ ભાવવાચક તાથી ઓળખવા માટે એને તૃનો તા કહેવો.

+ક્રિયા તે કર્તૃવાચક પ્રત્યયોના અર્થ કોઈ વેળા સાધન, ફળ, સ્થળ, કર્મ વગેરે પણ થઈ જાયછે તેથી અમુક શબ્દના અર્થ ઉપર લક્ષ રાખી ત્યાં તેવા અર્થ કરવા.

૫ त्र, इत्र કરણ એટલે ક્રિયાનું સાધનઃ—જેમકે,

वस्त्र, (વસ્=ઢાંકવું) શરીર ઢાંકવાનું સાધન.

वादित्र (વદ્=અવાજ કરવો), અવાજ કરવાનું સાધન

પ્રત્યય તથા અર્થ બંને હવેથી પોતાની મેળે ઓળખીને બોલવા. માત્ર હવે ધાતુ તથા તેનો અર્થજ અમે તો કોષમાં દર્શાવીશું

૬ त, इत, ને न એ ભૂત કૃદંતના પ્રત્યયોછેઃ—જેમકે,

जित (જિ=જીતવું) જીતેલો; खंडित, ભાગી ગએલું.

उत्पन्न (ઉત્+પત્=પેદા થવું) પેદા થએલું, વગેરે.

य, अनीय, त्य, तव्य એનો અર્થ યોગ્ય થઇ શકે એવુ અથવા કરવાનું એમ થાયછેઃ—જેમકે

दृश्य (દૃશ્=જોવું) જોઈ શકાય એવું.

भोज्य (ભુજ=ખાવું) ખાવા યોગ્ય.

भाज्य (ભજ્=ભાગવું) જે ભાગવાનો છે તે.

रमणीय (રમ્, રમવું) રમવા યોગ્ય, સુંદર.

रक्षणीय (રક્ષ્=રક્ષણ કરવું) રક્ષણ કરવા યોગ્ય.

कृत्य, કરવાનું જે હોય તે.

भोक्तव्य (ભુજ=ભોગવવું) ભોગવવાનું જે છે તે.

૮ માન અને अत् અથવા त् એ વર્તમાન કૃદંતના પ્રત્યયછે;—જેમકે,

વર્દ્ધમાન (વૃધ=વધવું),વધતું, વૃદ્ધિ પામતું.
વર્ત્તમાન (વૃત=વળવું,ચાલવું), ચાલતો (કાળ,બનાવ.)
યજમાન (યજ્=યજ્ઞ કરવો) યજ્ઞ કરતો, યજ્ઞ કરનાર.
જગત્(ગમ્=જવું એવડાઈ જગત્,)જતું,નાશવંત (દુનિયા).
વિશ્વજિત્, વિશ્વને જિતનારો.

૯ તુ,મ,અને મન્ કે તેનો મ એ ક્રિયા,ક્રિયાનું ફળ,કર્મ,સ્થળ, વગેરે અનેક અર્થ દેખાડે છે:—જેમકે,

તંતુ (તન્=તાણવું),તાણવાથી જે થાયછે તે. (ફળ).
ધર્મ (ધૃ=ધારણ કરવું),જે ધારણ કરેલું છે તે.(કર્મ.)
ધામ (ધા=ધારણ કરવું) ધારણ કરવાનું ઠેકાણું.(સ્થળ.)
મર્મન્—મર્મ (મૃ=મરવું),મરવાનું ઠેકાણું, તેવું અંગ.

## કેટલાક વિવિધાર્થ પ્રત્યયોનું પુનરાવર્ત્તન.

પ્રત્યયોના અર્થ વિવિધતો થાયછેજ,પણ જેના અર્થ બહુજ વિધવિધના થાયછે તેની સામટા પુનરાવર્ત્તનને માટે અહિંયા એક નોંધ આપી છે.

અ=ક્રિયા; જેમકે તોલ, લાભ, સંતોષ, ખેદ.
,,=કરનાર; જેમકે, દીપ, કર (કરનાર, હાથ), ચર.
,,=પણું; જેમકે, શૌચ (પવિત્રપણું), મૌન.
,,=વાળો; જેમકે, સાર્વભૌમ (સઘળી ભૂમિ-દેશવાળો).
,,=તે ઉપરથી ઉત્પન્ન થએલું; પાર્થિવ (પૃથિવિ-માટીનું બનેલું).
ય=ક્રિયા; જેમકે બ્રહ્મચર્ય (બ્રહ્મ=વિદ્યા તરફ જવું).
,,=કરનાર; જેમકે છાદ્ય—છાજ (ઢાંકનાર).
,,=પણું; જેમકે, સામાન્ય (સમાનપણું).
,,=સાધન; જેમકે, શય્યા (શી=સૂવું. સૂવાનું સાધન).
,,=યોગ્ય; જેમકે, ભાર્યા (ભરણપોષણ કરવા યોગ્ય).
,,=વાળો, જેમકે, અંત્ય (છેડાવાળો, છેડા ઉપરનો).
,,=તે ઉપરથી ઉત્પન્ન થએલું; જેમકે, આદિત્ય (અદિતિ ઉપરથી ઉત્પન્ન થએલા, દેવો, સૂર્ય).

## સંસ્કૃત આદ્યય.

अ, (ગ્રી A.);**નહિ:**—અચળ(હાલે નહિ તે), અયોગ્ય, અન્યાય, અખંડ, અકાળ, અપક્ષપાત, અપૂર્ણાંક, અકસ્માત્, વગેરે,

*अन्, (પ્રા)अण, (ગ્રી. An. લા. In. ઈં. Un.); **નહિ:**—અનંત, (જેનો અંત નહિ તે), અનાદિ, અનેક, અનાચાર, અનુપમ, અનાદર, અનાવૃષ્ટિ, વગેરે.

* પછીથી સ્વર આવે ત્યારે अन्. અને વ્યંજન આવે ત્યારે अ આવેછે એ ઉપલા ઉદાહરણો ઉપરથી સમજાશે. अन् ઉપરથી પ્રાકૃતમાં अण પ્રત્યય થયોછે તેમાં કાંઈ આવો ભેદ નથી;—જેમકે અણજાણ્યું અણદીઠું, અણહદ, અણઘડ, વગેરે.

वि (ફા. બે) **૧. વધારે. ૨. વિના:**—૧—વિભાગ (વધારે ભાગ, ભાગના ભાગ), વિજ્ઞાન, વ્યુત્પત્તિ, વગેરે. ૨—વિધવા (વિ=વિના+ધવ=ધણી+આ, નારિજાતિનો પ્રત્યય=ધણી વિનાની), વિદેહી, વ્યર્થ, વગેરે.

अंतर्, (લા. Inter. ફા. અંદર); **માંહે, વચમાં:**—અંતઃકરણ (માંહેથી કરવાનું સાધન), અંતઃપટ (અંતર=વચમાં+પટ=લૂગડું=વચમાં ધરેલું લૂગડું, અંતર્પટ), અંતર્ગોળ, અંતઃપુર (જનાનો), વગેરે.

सु, (પ્રા.) स, (ગ્રી. Eu.);**સારૂં, ઘણું:**—સુવાસ (સારી વાસ), સ્વલ્પ (સુ+અલ્પ=ઘણુંજ થોડું),સપૂત(સારો છોકરો), સકોમળ (ઘણું કોમળ) વગેરે.

कु, (પ્રા.) क; **નઠારૂં:**—કુકર્મ (નઠારૂં કામ),કપૂત (નઠારો છોકરો), કુતર્ક, કુમાર્ગ, કપાત્ર, કવેળા, કઢંગું, વગેરે.

दुस् ( ગ્રી. Dys. Dus. ) **૧.—મુશ્કેલાઈથી. ૨. નઠારૂં:**—૧.—દુઃસહ (મુશ્કેલાઇથી ખમી શકાય તે); દુર્ગ (दुस्+गम्+अ=સ્થળ) મુશ્કેલાઇથી જ્યાં જઈ શકાય તે, પહાડી કિલ્લો; દુસ્તર (दुस्+तृ, તરવું+अ) મુશ્કેલાઇથી તરી

શકાય તે; વગેરે.—૨.—દુરાચરણ (નઠારૂં આચરણ); દુષ્કાળ (નઠારો કાળ); વગેરે.

निस्. ૧ નહિ ૨. બહારઃ—૧ નિઃસંશ (જેમાં સંશય નહિ તે); નિરંકુશ (જેની ઉપર અંકુશ નથી તે); નિષ્કપટી ૨.—નિઃશ્રેણિ—નીસરણી (બહાર જવાનું સાધન), નિરીક્ષા, નિર્ધાર, વગેરે.

स, सह. **સાથે, સરખું**:—સવિસ્તર (વિસ્તાર સાથે), સવર્ણ (સરખી જાતના અક્ષર), સરસ, સજાતીય, સટીક, સાર્થક, વગેરેઃ—સહવાસ (સાથે વસવું) સહધર્મી (સરખા ધર્મવાળા), સહકુટુંબ, સહગમન, સહવર્તમાન, વગેરે.

सम्, (ગ્રી. Syn. લા. Con. Cum. Co. ). ૧. **સાથે. ૨. સુંદર રીતે. ૩ બિલકુલ**:--૧. *સંગમ (સાથે જવું મળવું), સંવાદ, સંસાર, વગેરે.—૨—સંસ્કાર ( સુંદર રીતે કરવું, સુધારવું, કેળવવું.) સંસ્કૃત (સુધારેલી ભાષા), સંખ્યા સમર્પણ, વગેરે.-૩-સંરક્ષણ (બિલકુલ રક્ષણ), સંહાર, સંન્યાસ, સમસ્ત વગેરે.

સમ્‌ની સાથે કોઈપણ વ્યંજન આવ્યાથી એ ગૂજરાતીમાં સં લખાયછે.

+સમ્‌ની સાથે કૃ ધાતુનું રૂપ કોઈ આવવાથી વચમાં સ્ વધેછેઃ જેમકે સમ્+કાર=સમ્+સ્+કાર=સંસ્કાર.

उप. (ઇં. Up. ગ્રી. Hypo. Hupo)૧. **પાસે,૨.ઉતરતા દરજ્જાનું**:—૧—ઉપસર્ગ (ધાતુની પાસે આવનાર), ઉપયોગ, ઉપમા, ઉપકાર, વગેરે. ૨—ઉપગ્રહ (હલકા દરજ્જાનો ગ્રહ), ઉપશિક્ષક, ઉપવન, ઉપાખ્યાન, વગેરે.

अति. **પેલીતરફ**.—અતીંદ્રિય (ઇંદ્રિઓની પેલીતરફ, ઇંદ્રિયોથી જેનું જ્ઞાન મળી શકે નહિ એવો વિષય), અત્યંત અતિશય, અતિસાર, વગેરે.

*બહુજ એવો એનો અર્થ થાયછે તે માત્ર લાક્ષણિક અને ગૂજરાતીમાંજ ચાલી શકે;—જેમકે, અતિ નિદ્રા, અતિ લોભ, અતિ સ્નેહ, અતિ દુઃખ વગેરે.

अधि. (લા. Ad.) ઉપરઃ—અધિરાજ(ઉપર પ્રકાશનાર રાજા),અધિકાર,અધિપતિ, અધ્યક્ષ(ઉપર નજર રાખનાર)

अनु. ( ગ્રી. Ana. ) **પાછળ, તે પ્રમાણે, સાથેઃ**-અનુચર ( પાછળ ચાલનાર, ચાકર), અનુસરવું (કોઈની પાછળ પાછળ ચાલવું, તે કરે તે પ્રમાણે કરવું), અનુપાન (વૈદના ઔષધની સાથે ક્વાથ વગેરે કાંઈ પીવાનું કહેછે તે), અનુષ્ઠાન, અનુક્રમ, અનુપ્રાસ, વગેરે.

अप. (લા. Ab. ગ્રી. Apo. ઈં. Off.)**ખોટું, ઉલટુંઃ**-અપકાર (ખોટું કરવું), અપરાધ (રાજી કરવાથી ઉલટું, ગુનોહ), અપકીર્ત્તિ, અપભ્રંશ, અપમાન, વગેરે.

अभि. (ગ્રી. Amphi. લા. Am. ઈં. By. ) **પાસે, તરફ, ઘણુંઃ**—અભ્યાગત (પાસે આવેલો, પરણો), અભિષેક (તર્ફ છાંટવું), અભ્યંતર ( ઘણું અંદરનું ), અભિલાષા અભિમાન, વગેરે.

अव, **૧. નીચે ૨. નઠારૂંઃ**—અવતાર (નીચે ઉતરવું), અવદશા (નઠારી અવસ્થા), અવલોકન, અવગુણ, વગેરે.

आ. **મર્યાદાઃ**—આકાર (મર્યાદા કરનાર, હદ બતાવનાર), વ્યાકરણ (ભાષાની વધારે મર્યાદા કરનાર), આગ્રહ, આચરણ, આવાસ, આરંભ, આલય વગેરે.

अपि. (ગ્રી. Epi. લા. Ob. ઈં. Up.Be. )**ઉપરઃ**—અપિધાન (શરીર ઉપર ધારણ કરવાનું, લુગડું.)

उत. ( ઈં. Out. ) **૧. ઉંચે, બહાર, ૨. ઉલટુંઃ**—જેમકે ઉત્કંઠા (ડોકી ઊંચી થવી, આતુરતા), ઉત્પત્તિ (બહાર પડવું, પેદા થવું) ઉત્કર્ષ, ઉદય, વગેરે. ૨. ઉત્થાપન (સ્થાપવાથી ઉલટું, ઉઠાવવું)

नि. **૧. માંહે, પાછળ ૨. વિનાઃ**-નિવાસ (જેમાં વસે તે, રહેઠાણ) નિદાન (પાછળથી-છેવટથી-આપવું, રોગની બધી પરીક્ષા કર્યા પછી તે વિષે જે અભિપ્રાય આપવો તે), નિકું-

દન (મૂળ વિનાનું કરવું),નિપાન—નવાણ, નિગમ, વગેરે.

પરા. ૧ પાછું. ૨ મોટું. ૩-ઉલટું:—પરાવર્ત્તન (પાછું વળવું); પરાક્રમ (મોટાં ડગલાં ભરવાં, બહાદુરી કરવી), પરાજય (જયથી ઉલટું), પરાભવ, પરાકાષ્ઠા, વગેરે.

પરિ. (ગ્રી. Peri લા. Per.) ૧. ચોતર્ફ. ૨. ઘણું:— પરીક્ષા (ચોતર્ફથી જોવું), પરિશ્રમ (ઘણી મહેનત), પરિમિતિ, પરિમાણ, પરિપૂર્ણ, પરિપક્વ, વગેરે.

પ્ર. (ગ્રી. Pro. લા. Pro.) આગળ, શ્રેષ્ઠ:—પ્રચાર (આગળ ચાલવું,ચાલ),પ્રભુ (શ્રેષ્ઠ રીતે હોનાર, ધણી,પરમેશ્વર) પ્રદેશ, પ્રભાત, પ્રખ્યાતિ, પ્રબળ. વગેરે.

પ્રતિ. (ગ્રી. Pros. લા, Re.) ૧. સામું, પાછું. ૨, દરેક:—જેમકે, પ્રતિપક્ષી (સામા પક્ષવાળો), પ્રત્યાઘાત ( પાછો આઘાત થાય તે ), પ્રતિદિન ( દરરોજ ); પ્રતિસ્પર્ધી, પ્રતિવાદી, પ્રત્યુત્તર, પ્રતિબિંબ,પ્રતિવર્ષ,પ્રત્યેક,વગેરે.



# ભાગ ૨ જો.

## બહુ વપરાતા સંસ્કૃત ધાતુ.

ગૂજરાતી શબ્દોનો મોટો ભાગ આટલાજ ધાતુ ઉપરથી ઉત્પન થએલો છે. માટે, એ પ્રત્યેક ધાતુના શાખાગ્રણી શબ્દો અત્રે તમામ આપ્યા છે. તેની વ્યુત્પત્તિ વિશેષ કાળજીથી તૈયાર કરવી. વિદ્યાર્થીને એમ કરવું સુગમ પડે તે માટે એ શબ્દો પ્રત્યયવાર ગોઠવ્યા છે, એટલે, પ્રથમ બાળબોધ અક્ષરે પ્રત્યય લખ્યોછે, પછી માત્ર ધાતુ સાથે તે મળીને જે શબ્દ થયો તે કાળે અક્ષરે દેખાડયોછે, અને જો તે ગુજરાતીમાં નહિ વપરાતો હોય તો તેની આસપાસ આવો કોષ [ ] મૂકયો છે. પછી આધયાદિકના સંયોગે થનારા શાખાગ્રણી શબ્દો તો તમામ લખ્યાછે. એ આધયાદિક પણ જરૂર જણાઈ ત્યાં શબ્દની પૂર્વે લખી બતાવ્યા છે. અપભ્રંશ શબ્દો, જે ઉપરથી તે ઉત્પન્ન થયા હોય તેની જોડે, નાના કોષમાં આપ્યા છે.

### ૧. इ (अय्).—લા. Eo.)—જવું:—

अ.–[અય.]; અનુ, [1]અન્વય; અપ, [2]અપાય; ઉપ, ઉપાય; ઉત્, [3]ઉદય; અભિ+ઉત્, [4]અભ્યુદય; પ્રતિ, પ્રત્યય; વિ, [5]વ્યય; [6]અવ્યય; સમ્, સમય; સહ, સહાય.—[આય] અંતર્, અંતરાય; નિ, ન્યાય; પરિ, પર્યાય; સમ્+ઉત્, સમુદાય.—अन.—અયન; ઉત્તર, [7]ઉત્તરાયણ; દક્ષિણ, દક્ષિણાયન; પાર, પારાયણ; રસ, રસાયન (રસાયણ, રસાણ); રામ, [8]રામાયણ; પરા, પરાયણ-પલાયન.—त—[ઈત]; ગુણ+અતિ, [9]ગુણાતીત; ઉત્, ઉદ્દીત; વિ+પરિ, [10]વિપરીત.

**अधि+इ** (મૂળધાતુ તો હમેશાં કહેવોજ. કોષનું રૂપ અમુક દાખલામાં લાગતું હોય, તો તે પણ ત્યાં બોલવું.)=ભણવું;—अ-અધ્યાય (અધ્યો), [11]અનાધ્યાય, રવાધ્યાય; ઉપાધ્યાય [12](ઉપાધ્યો).—अन.—અધ્યયન; અધ્યાપન.-अक અધ્યાપક, ઉપાધ્યાપક,—त—અધીત.

૧.—એકની પછાડી એક આવે તે, અનુક્રમ, પદના શબ્દો ગદ્યને અનુક્રમે ગોઠવવા.—૨.—અડચણ, દુઃખ.—૩ બહાર આવવું, ઉગવું.—૪. ઘણો ઉદય, આબાદી.—૫. ખર્ચ.—૬. જેને ખર્ચ એટલે ફેરફાર થતો નથી તે

શબ્દ.—૭. સૂર્યનું ઉત્તર તર્ફ આવવા માંડવું તે ઉતરાયણ, અને દક્ષિણ તર્ફ જવા માંડવું તે દક્ષિણાયન.—૮. રામનું વનવાસ જવું, તે વિષેનું સંસ્કૃતમાં કાવ્યછે તે.—૯. ગુણની પેલેપાર ગએલો, નિર્ગુણ.—૧૦. ચોતર્ફથી ઉલટું ગએલું રોત કરતાં ઉંધું.—૧૧.—ન ભણાવવાનો દિવસ.—૧૨.—હલકા દરજ્જાનો ભણાવનાર, ઉપશિક્ષક, અને તેથી કેટલાક બ્રાહ્મણોના કુળનું નામ.

## ૨. ईक्षू———જોવું:——

અ+આ.—[ઈક્ષા]; અપ,[1] અપેક્ષા; ઉત્, ઉત્પેક્ષા; ઉપ,[2] ઉપેક્ષા; નિઃ, [3]નિરીક્ષા ([4]નીરખ); પરી, પરીક્ષા.—
अक—[5]પરીક્ષક (પરીખ, પારેખ).

ગૂ. ધા.—૧. પરખવું (परिक्ष्). ૨. પેખવું (प्रेक्ष्).

૧.—પોતામાં ખોટું—ખામી હોય—તે જાણવું, ખામી, ઈચ્છા, કેમકે પોતાની ખામી જાણ્યાથી તે ટાળવાનું મન થાયછે.—૨.—બે પરવાહી.—૩.—દુરબીનમાંથી તારા વિગેરે જોવા, તપાસવું.—૪. તપાસ કરી સરકારે જે ભાવ ઠેરાવ્યો હોય તે.—૫.—ચોતરફ જોનાર, તપાસનાર.

## ૩. कम्———ચાહાવું, ઈચ્છવું.

અ—કામ; કામી; કામિની; કામધેનુ; નિઃ, [2]નિષ્કામ; સ, સકામ.—अन—[કામન] (કામણ); કામના (आ.); મનઃકામના.—त—[3]કંત, (કાંત, કંથ); કાંતા (आ)—ति—કાંતિ.

૧.—આપણે ચાહીએ તે આપનારી કલ્પિત ગાય.—૨.—ભક્તિ બે પ્રકારની ગણાય છે:—જેમાં ફળની ઈચ્છા તે સકામ, અને નહિ તે નિષ્કામ.—૩.—ચાહેલો, વહાલો, ધણી.—૪.—ચાહાવાપણું, ખૂબસુરતી.

## ૪. कृ—(લા. Creo.)—કરવું:—

अ.—[1]કર; કિં (શું, કાંઈપણ), [2]કિંકર; શ (કલ્યાણ)+અમ્ (દ્વિતીયા વિભક્તિનો પ્રત્યય), શંકર; સુખકર; સમ્, [3]સંકર.—[કાર]; લોહ=લોઢું, લોહકાર (લુહાર); અહં=હું, [4]અહંકાર; અંધકાર; સત્કાર; [5]અધિકાર; [6]આકાર; પ્રકાર.—अक.—કારક; આશ્ચર્યકારક.—तृनो ता—કર્ત્તા (કિરતાર, કરતાર); જગત્કર્ત્તા.—अन.—કરણ; સુખકરણ; [7]અધિકરણ; [8]અનુકરણ; પ્રકરણ (પગરણ); વિ+આ, વ્યાકરણ; સમ=બરાબર+ઈ, બે શબ્દ સાધનારો પ્રત્યય, [9]સમીકરણ;

કરણી; કારણ.—मन्—**कर्म** (કરમ); કર્મક; અકર્મક; સક-
ર્મક; અકર્મી (અક્રર્મી); કર્મણિ (इ. સપ્તમી વિભક્તિનો
પ્રત્યય)—य.—**कार्य** (કારજ, કાજ); અકાર્ય (અકારજ);
**ક્રિયા**; ક્રિયાપદ; પ્રક્રિયા;—ति—**कृति**, આકૃતિ; પ્રકૃતિ;
પ્રકૃતિ+અ=પ્રાકૃત; અહંકૃતિ.—त.—**कृत**; કૃતાર્થ; [10]કૃતઘ્ન;
[11]કૃતજ્ઞ; સુકૃત.—त्य.—**कृत्य**; દુષ્કૃત્ય.—तव्य.—**कर्त्तव्य**.—
मान.—**ક્રિયમાણ**.

अप+कृ=ખોટું કરવું:—અપકાર, અપકારક, અપકૃત.

उप+कृ=ભલુંકરવું:—ઉપકાર, ઉપકારક, પરોપકાર.

वि+कृ=ફેરફાર કરવો:—બગડવું:—વિકાર, વિકૃતિ, વિક્રિયા.

सम्+कृ=સુંદર કરવું:—સંસ્કાર (સ વચમાં વધે છે), સં
સ્કારી, સંસ્કૃત.

अलं+कृ=શણગારવું:—અલંકાર, અલંકૃતિ, સાલંકૃત.

स्व+कृ=પોતાનું કરવું, કબુલ રાખવું:—સ્વીકાર; સ્વીકૃત.

**ગૂ. ધા.—સ્વીકારવું, સિકારવું, સકારવું.**

૧.—કરનાર, હાથ.—૨.—કાંઈ પણ કહ્યું હોય તે કરનાર, ચાકર.—૩ ભેળા થવું, મિશ્રણ, એક જાતની સ્ત્રી અને બીજી જાતના પુરૂષથી ઉત્પન્ન થ-એલા, વર્ણસંકર, (હાફકાસ્ટ).—૪. હું હું કરવું, અભિમાન.—૫. ઉપરરહીને કરવું, ઉપરીપણું, અમલ.—૬. મર્યાદા કરનાર—દેખાડનાર, કેમકે આકારથી કે ઈપણ પદાર્થની મર્યાદા જણાયછે.—૭. જે ઉપર—જે સ્થળે—કાંઈ ક્રિયા થાયછે તે સ્થળ.—૮. કોઈની પ્રમાણે કરવું, નકલ. અવાજની નકલ.—૯. ગ-ણિતનાં બે પદને બરાબર કરવાં.—૧૦—(ઘ્ન=નાશ કરનાર) બીજાના કરેલા (ઉપકારનો) નાશ કરનારો, ભુલી જનારો, ઉલટો અવગુણ કરનારો.—૧૧. —(ज्ञ=જાણનાર) બીજાના ઉપકાર જાણનારો.

## ૫. क्रम—પગલું ભરવું:—

अ.—**क्रम**; અનુક્રમ; [1]ઉપક્રમ; [2]પરાક્રમ; પરિક્રમા (પર-ક્રમ્મા, પડકમ્મા); [3]વિક્રમ; वि+उत्, વ્યુત્ક્રમ; ( ધાતુ બેવડાયાથી), ચક્ર (ચાક).—अन.—ક્રમણ; પરિક્રમણ.—ति.
—**ક્રાંતિ**; [4]ક્રાંતિવૃત્ત; સંક્રાંતિ.

૫.—૧. પાસે પગલાં ભરવાં, આરંભ કરવો.—કોઈની સામાં પગલાં

ભરવાં, બહાદુરીનાં કામ.—૩. વિશેષ પગલાં ભરવાં, બહાદુરી. બહાદુરી કરનારા એક બહાદુર રાજાનું નામ. ૪. સાથે જવું, સૂર્યનું કોઈ રાશિમાં આવવું; મકર રાશિમાં આવવું.

## ૬. खड् (खंड्). ભાગવું, નાશ કરવો.

अ.—ખંડ (ખાંડ, ખાંડું)—अन.—ખંડન; [ખંડનક] (क=લઘુ.પ્ર.) (ખાંડણિયો); [ખંડની] (ખાંડણી-ખાણણી-ખાંયણી).—ईय.—ખંડનીય.—इत.—ખંડિત (ખંડિયો); અખંડિત.—ग.—[1]ખડ્ગ (ખડગ).

ગૂ. ધા.—ખંડવું, ખાંડવું.—ગૂ. શ.—ખંડણી (खंडनीय, કે खंडनी?) ખંડેર—ખંડિયેર; ખડી(?).

૧.—નાશ કરનારૂં હથીઆર, એક જાતની તરવાર.

## ૭. ख्या.—કહેવું, વખાણવું, પ્રસિદ્ધ કરવું:—

अ+आ.—[ખ્યા.]; વિ+આ; [1]વ્યાખ્યા.—अन. આખ્યાન; [2]ઉપાખ્યાન; [3]ઉપાખ્યાપન; વ્યાખ્યાન (વિખાણ,વખાણ).—त.—[ખ્યાત]; પ્રખ્યાત, અપ્રખ્યાત; વિખ્યાત. ति.—ખ્યાતિ (ખ્યાત); પ્રખ્યાતિ; વિખ્યાતિ.—इका—[4]આખ્યાયિકા.

सम्+ख्या=ગણવું, ગણીને એટલે બરાબર વિચારીને કહેવું:—(अ+आ)સંખ્યા; [5]અસંખ્ય; [6]સાંખ્ય. —त—[7]અસંખ્યાત.

## ગૂ. ધા.—વિખાણવું-વખાણવું.

૧.—વિશેષ મર્યાદા બતાવીને કહેવું.—૨. શબ્દનાં રૂપ કહેવાં—૩. શબ્દનાં રૂપ કહેવડાવવાં.—૪. નાની વાર્તા, ઉપકથા.—૫. જેની સંખ્યા નથી તે, અગણિત.—૬. ગણીને—સંપૂર્ણ વિચાર કરીને-કહેનાર, સિદ્ધાંત બતાવનાર, દર્શન અથવા શાસ્ત્ર, એક અમુક દર્શન. આપણામાં ધર્માનુકૂલ છ દર્શનો ગણાય છે:—બે મિમાંસા (જૈમિનિકૃત પૂર્વમિમાંસા અને બાદરાયણ વ્યાસકૃત ઉત્તર મિમાંસા અથવા વેદાંત); બે ન્યાય (ગૌતમકૃત અને કાણાદકૃત); તથા બે સાંખ્ય (કપિલ કૃત અને પતંજલી કૃત. છેલ્લું યોગશાસ્ત્ર એ નામથી પણ ઓળખાય છે).—૭. નહિ ગણેલું.

## ૮. गण्—ગણવું:—

अ.—ગણ, [1]ગણેશ (ईश), ગણિકા (ગુણકા).—अन—ગણના, અવગણના.—इत.—ગણિત, અંકગણિત, અક્ષરગણિત, મિશ્રગણિત, અગણિત.

### ગૂ. ધા.—ગણવું.

૧.—શિવના જેગણ—ટોળાં—કહેવાયછે તેનો ઉપરી—સેનાપતિ. મનુષ્યના ટોળાંનો એટલે તમામ જગત્‌નો ઉપરી, પરમેશ્વર.

## ૯. गम्.—જવું.

अ.—[ગમ]; પ્લવ=કૂદકારો, [1]પ્લવંગમ; વિહ=આકાશ, [2]વિહંગમ; [3]નિગમ; સંગમ; (ધાતુ બેવડાયો) [4]જંગમ.—[ગ], ખ=આકાશ; [5]ખગ;—ન=નહિ, [6]નગ; [7]નાગ(अ.); નગર (र); નગર+अ= [8]નાગર;—પદ્=પગ+ન=નહિ, [9]પન્નગ; ભુજ=વાંકું વળવું, [10]ભુજંગ;[11]દુર્ગ;[12]દુર્ગા(आ.); સંગ. સંગી (સગાં); (ધાતુ બેવડાયો) ગંગા (आ).—अन.-ગમન; નિર્ગમન.—इन्—[આમી], [13]ગરૂડગામી, [14]ગજગામિની(इनी)—य.—ગમ્ય; અગમ્ય; સુગમ્ય (સુગમ), સુગમ્યતા (ता).—त्र.—[15]ગાત્ર.—त.—ગત (ગયો); ગત+આગત=ગતાગત; અવગત (અવગતિયું);—ति.—ગતિ; દુર્ગતિ; નિર્ગતિ (નિર્ગત); સંગતિ (સંગત);—त्.—(ધાતુ બેવડાયો) [16]જગત્; જગદીશ (ईश); જગન્નાથ.

आ+गम्=આવવું:—अ-[17]આગમ.—अन.—આગમન.—त.—[આગત]; અભિ, [18]અભ્યાગત; [19]આગતા સ્વાગતા (आगताः+सु+आगताः)

### ગૂ. ધા.—ગમવું, ગમ પડવી, નિર્ગમવું.

૧.—કૂદકારો મારીને ચાલનાર, વાંદરો. એક જાતનો છંદ, કેમકે તેની ચાલ એ રીતે કૂદકારો મારતી છે.—૨. આકાશમાં ચાલનાર, પક્ષી. ૩ માંહેનું જ્ઞાન, આત્મામાંથી ઉપજેલું જ્ઞાન, વેદ—૪. ચાલ ચાલ કરનાર, જે પદાર્થ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાયછે અથવા લઈ જઈ શકાય છે તે.—૫. આકાશમાં ચાલનાર, પક્ષી—૬. ન ચાલનાર, ચાલી ન શકે તે, પર્વત, ઝાડ.—૭. પર્વતમાં ઉત્પન્ન થએલા, સર્પ, હાથી.—૮. નગરમાં રહેનાર, શાહેરી. એક

જાતના બ્રાહ્મણ, કેમકે તેમનું મૂળ વતન વડનગર (વૃદ્ધનગર) ગૂજરાતમાં પહેલ વહેલું નગર હોય એમ સંભવેછે.—૯. પગે નહિ (પેટ ઘસડીને) ચાલનાર, સર્પ.—૧૦. વાંકો વાંકો ચાલનાર, સર્પ.—૧૧. જ્યાં જવું અઘરું છે તે સ્થળ, પહાડી કિલ્લો.—૧૨. પાહાડી કિલ્લા અથવા પહાડમાં રહેનારી (દેવી), પાર્વતી.—૧૩. ગરુડપર બેસીને જનાર;વિષ્ણુ.—૧૪. હાથીની પેઠે (મલપતી ચાલે) ચાલનાર સ્ત્રી.—૧૫. ચાલવાનું સાધન, શરીરના સાંધા, શરીર—૧૬. ચાલી જતું, નાશવંત, આ દુનિયા—૧૭. આવનાર (ઇશ્વર—શિવ તરફથી) આવેલું જ્ઞાન, તંત્રના ગ્રંથો. મંત્રના ગ્રંથો નિગમ કહેવાયછે.—૧૮. આપણી તરફ (આપણે ત્યાં) આવેલો, પરણો, અતિથી.—૧૯. "આવ્યા તે ભલે આવ્યા" એમ કહી અતિથિનો આદર સત્કાર કરવો તે.

**૧૦ गृह, ग्रह्. (લા. grex.) લેવું, ઝાલવું:—**

**અ.—ગૃહ (ઘર); [૧] ગૃહસ્થ (સ્થ=રહેનાર); ગૃહિણી (ઘરણી); ગ્રહ, ઉપગ્રહ, અનુગ્રહ; આગ્રહ; પ્રતિગ્રહ; [૨]વિગ્રહ, (વિઘરો, વઘરો); સંગ્રહ, સંગ્રહિણી (इन्+ई) (સંઘરણી);— (એના વૈદિકરૂપ ગૃભ ઉપરથી) ગર્ભ (ગાભ, ગાભો); ગર્ભિત (इत); સગર્ભા.—ગ્રાહ.—इन्—[ગ્રાહી]; ગુણગ્રાહી, પક્ષગ્રાહી.—अन.—ગ્રહણ (ઘરણ);પાણિ=હાથ, [૩]પાણિગ્રહણ— अक.—ગ્રાહક (ઘરાક).—य.—[૪]ગ્રાહ્ય.—इत—ગ્રહિત.**

**ગૂ. ધા.—ગ્રહેવું, ઘેરવું (?), ગ્રહણ કરવું.**

૧.—(બ્રહ્મચર્ય—વિદ્યાભ્યાસ—પૂરો કરી) ઘરમાં રહેનાર; પરણેલો, ઘરબારી, સંસારી બધાં ખરચ કરી શકે એવો, પૈસાવાળો, આબરૂદાર, દક્ષિણા ન લેનારો બ્રાહ્મણ.—૨. (કોઈથી) ઉલટું પકડી રાખવું; લડવું—૩.—હાથ પકડવો, પરણવું.—૪. લેવા યોગ્ય, લઈ (સમજાઈ) શકે એવું.

**૧૧. चर.—૧ જવું ચાલવું, ફરવું. ૨. ચરવું:—**

**અ—ચર; [૧]ખેચર; ગોચર; [૨]અગોચર; જલચર; ભૂચર; [૩]વનચર; [૪]અનુચર; [૫]સચર+[૬]અચર=[૭]સચરાચર; [૮]સહચરી; (ई).—[ચાર] આચાર; સત્, સદાચાર; અન્, અનાચાર; ઉત્, ઉચ્ચાર; [૯]ઉપચાર; દુરાચાર; પ્રચાર; વિચાર; વિ+અભિ, વ્યભિચાર; સંસાર; સમ્+આ, સમાચાર.—अन.—ચરણ, [૧૦]ચરણારવિંદ (અરવિંદ=કમળ); ચરણામૃત; આચરણ; સત્, સદાચરણ; મંગળ, મંગળા-**

ચરણ—ચારણ—અક. પ્રચારક.—इन्—[ચારી]; બ્રહ્મચારી, બ્રહ્મચારિણી; દુરાચારી; વ્યભિચારી, વ્યભિચારિણી; અવિચારી.—य.—[ચર્ય]; [11]બ્રહ્મચર્ય; મુખ્યચર્યા (આ), આ, આશ્ચર્ય.—[ચાર્ય]; આચાર્ય (આચારજ, આચારી ); ધર્માચાર્ય.—इत्र—ચરિત્ર—इत—ચરિત.—मन्.—ચર્મ, (ચામ, ચામડું); ચર્મકાર, (ચમાર.)

ગૂ. ધા.—ચરવું; ઉચ્ચરવું, ઉચરવું, ઓચરવું; વિચરવું; વિચારવું; સંચરવું, સાંચરવું.

૧.—આકાશમાં ચાલનાર, પક્ષી, ગાંધર્વ.—૨. ગાયો વિગેરેને ચરવાની જમીન; ગો એટલે ઈંદ્રિયો જેમાં જઈ શકે—જે જાણી શકે—તે; જેમકે દૃષ્ટિગોચર. નહિ જાણી શકાય—છૂપું—તે અગોચર—૩. વનમાં ફરનાર, જંગલી, પશુ.—૪ પછાડી પછાડી ચાલનાર, હજુરી ચાકર.—૫. ચાલવાપણા સહિત, જિવવાળા.—૬. જેનામાં ચાલવાપણું નથી તે, જિવ વગરના.—૭ જિવવાળા અને જિવ વગરના તમામ પદાર્થોમાં જે વ્યાપી રહેલો છે તે, પરમેશ્વર.—૮. સાથે ફરનારી, બહેનપણી.—૯. (મોંમાથી) બહાર કાઢવું.—૧૦. ચાલનાર, પગ. છંદનો એક ચતુર્થાંશ. વેદ ભણનારાઓની શાખા Shool).—૧૧.બ્રહ્મ એટલેવેદ—વિદ્યા—તરફ જવું; વિદ્યાભ્યાસ;કુંવારાપણું; કેમકે વિદ્યાર્થીએ કુંવારાજ રહેવું જોઈએ એવો ડહાપણ ભરેલો વિચાર વેદકાળમાં હતો.]

## ૧૨. चल्—હાલવું; ચાલવું:—

અ.—[ચલ]; [1]અચલ; હીમ, હીમાચલ; નિશ્ચલ; અવિચલ; (ધાતુ બેવડાયો) [2]ચંચલ, [3]ચંચલા, ચંચળતા, ચાંચલ્ય.—ચાલ.—अन.—ચલન (ચલણ); [ચાલન] (ચાળણ); ઉત્, ઉચ્ચાલન; [ચાલની] ચાળણી.—ईय.—ચલનીય (ચલણી)—इत.—ચલિત, પ્રચલિત, વિચલિત.

ગૂ. ધા.—ચાલવું, ચળવું, ચાળવું.

૧.—હાલી ચાલી શકે નહિ તે, સ્થિર, દ૭. પર્વત, કેમકે તે હાલતો ચાલતો નથી.—૨. હાલ હાલ કર્યા કરનાર; બુદ્ધિની ગતિવાળો, હોશીઆર; જેનું મન જલદીથી ખસી જાય તે.—૩. લક્ષ્મી કેમકે તે જેની પાસે હોય ત્યાંથી જલદીથી ખસી જાયછે.

## ૧૩. चि.—એકઠું કરવું, ઢગલો કરવો:

અ.—[ચય]; નિઃ, નિશ્ચય્ (નિશ્ચે); [1]પરિચય; સંચય

(સંચે) (સંચો!); સમ્+ઉત્, સમુચ્ચય.—त—[ચિત][૨]ચિ-
તા (આ.); નિશ્ચિત; સંચિત.

ગૂ. ધા.—સંચવું, સાંચવું; સંચય કરવો; નિશ્ચય કરવો.

૧.—ઘણું એકઠા થવું—મળવું, ઓળખાણ, મહાવરો.—૨. ઢગલો કરેલો, મુડદાને બાળવા સારૂ લાકડાનો ઢગલો કર્યો હોય તે.

## ૧૪. चित्.—જાણવું, વિચારવું:—

क्विप्.—(આ પ્રત્યય નામનોજ છે. ધાતુ હોય તેવોને તે-
વોજ રહે, પણ કર્તા ક્રિયા વિગેરેના અર્થો તેમાં વધે.)

ચિત્; ચિદાનંદ, ચિદ્ઘન; ચિન્મય; સત્=હમેશાં
જે છે તે, સચ્ચિદાનંદ.—अ.—[ચેત]; અચેત; સચેત.—
अन.—ચેતન; ચેતના; ચૈતન્ય(य); સચેતન.—त.—ચિત્ત.
—र.—ચિત્ર; ચિત્રકાર (ચીતારો); ચિત્રા; ચૈત્ર(अ); વિ-
ચિત્ર; વૈચિત્ર્ય.

ગૂ. ધા.—ચેતવું; ચીતવવું; ચીતરવું.

## ૧૫. चिंत्.—વિચારવું; ફિકર કરવી:—

अ.—ચિંતા.—अन.—ચિંતન—त.—[ચિંત્ત]; નિશ્ચિંત
(નચિંત, નચીન).—इत.—ચિંતિત, અચિંતિઓ, (અચિંસો,
ઓચિંતો;)

## ૧૬. छद्.—ઢાંકવું, સંતાડવું:—

अन.—આ+છાદન=[૧]આચ્છાદન.—इत. —આ+છા-
દિત=આચ્છાદિત.—न.-[છન્ન] (છાનું)—य.—છાદ્ય(છાજ).
त्र.—[૨]છત્ર (છત્તર); છત્રી (ई).—ली.—[૩]છલ્લી (છાલ).

ગૂ. ધા.—છાહવું, છાંદવું.—ગૂ. શ.—છાજું, છત,
છાજલી.

૧.—ઢાંકણ.—૨. વર્ષાદ અથવા તાપથી શરીર ઢાંકવાનું સાધન.—૩. ઝાડ અથવા ફળ ઉપરનું ઢાંકણ.

## ૧૭. छिद्—(લા. scindo.)—કાપવું, ભાગકરવા:—

अ.—છેદ; સમ=બરાબર, સમચ્છેદ; ઉત્, ઉચ્છેદ;

પરિચ્છેદ.—इत.—ઉચ્છેદિત (ઉછેદિયો).—न.—છિન્ન; [૧]અવિછિન્ન—अन.—છેદન, છેદનબિંદુ, છેદનલીટી.—अक.—છેદક, ઉચ્છેદક.—र—છિદ્ર (છીડું).

ગૂ. ધા.—છેદવું, છીનવું.—ગૂ. શ. છીની—છીણી.

૧.—જેમાં કાંઈ ભંગ પડતો નથી એવી વર્ષાદ કે ભાષણની ધારા.

**૧૮. जन्.**—(લા. Gigno. Geno.)-**પેદા કરવું, પેદા થવું:**

अ.—**જન**, દૂર+ઈ=દૂરના, દૂરીજન; મહાજન; સજ્જન; સર્વજન, સાર્વજનિક; દુર્જન; નિર્જન; પરિજન; સુજન; સુજનતા; સૌજન્ય.—[જ]: અંડ=ઈંડું, [૧]અંડજ; તનુ=શરીર, તનુજ (તનુ, તન); દ્વિ=બેવાર, [૨]દ્વિજ; પંક=કાદવ, [૩]પંકજ; પૂર્વજ; મન:, [૪]મનોજ; વંશજ; [૫]અજ; ઉત્કભિદ્, ઉદ્ભિજ્જ; નિજ; [૬]સહજ (સહેજ); [૭]અનુજ, રામાનુજ; પ્રજા.—अक.—**જનક**; દુઃખજનક.—अन—**જનન**; જનની (જનુની)—तृ.—જનિતા, જનિત્રી (જનિતા, જનેતા). इत.—જનિત.—त.—જાત (જાયો), અજાતશત્રુ.—ति. **જાતિ** (જાત), વિજાતીય, સજાતીય, સુજાતિ(સજાત)—य. જન્ય; [૮]જાયા (आ)—मन्.—**જન્મ**; જન્માંતર.-तु-જંતુ.

ગૂ. ધા. જણવું, જન્મવું, જન્મ આપવો.

૧.—ઇંડામાંથી જન્મનાર પ્રાણીઓ.—૨. બેવાર જન્મનાર, જે વર્ણો (બ્રાહ્મણ, ક્ષત્રિ, ને વૈશ્ય) ને જનોઈ દેવાય છે તે, કેમકે યજ્ઞોપવિત એટલે વિદ્યાસંસ્કારથી માણસનો બીજીવાર જન્મ થયો એમ કહેવાયછે.—કાદવમાં ઉત્પન થનાર, કમળ.—૪. મનમાં ઉત્પન થનાર, કામદેવ.—૫. જેનો જન્મ નથી તે, બ્રહ્મા, ઇશ્વર.—૬. સાથે જન્મનાર, જન્મગુણ, સ્વાભાવિક. થોડી મહેનતે થઈ શકે એવું, જૂજ.—૭. પછીથી જન્મનાર, નાનો ભાઈ.—૮. જણનારી, સ્ત્રી, રાણી.

**૧૯. जि.—જીતવું:—**

अ.—**જય**(જે); [૧]ધનંજય; [૨]પરાજય; વિજય, દિક્=દિશા, [૩]દિગ્વિજય; વિજયા; [૪]વિજયાદશમી.—न.—[૫]જિન;

[6]જૈન (अ).—त.—જિત; જિતેંદ્રિય; અજિત; વિક્રમાજિત.—त्.—જિત્, [7]ઇંદ્રજિત્.

### ગૂ. ધા. જીતવું.

૧.—ધનને જિતનાર, ઈ.—૨. જયથી ઊલટું, હારવું.—૩ દિશાઓને એટલે ચોતરફના દેશોને જિતવા.—૪. વિજય કરવાની દશેમ, દશેરા. ચોમાસામાં બંધ પડેલી લડાઈઓ પાછી ચલાવવા આ દિવસે અસલ રાજાઓ કુચ કરતા હતા.—૫. ઇંદ્રિયોને જિતનાર. જૈનમાર્ગ પ્રથમ ચલાવનારા સાધુઓ. ૬. જિન સાધુએ ચલાવેલો માર્ગ, તે માર્ગને માનનારા, શ્રાવક.—૭. ઇંદ્રને જિતનાર, રાવણનો પાટવી કુંવર.

## ૨૦ जीव्.—( લા. Vivo )—જીવવું.

अ.—જીવ; નિર્જીવ, સજીવ.—इन्.—[જીવી]; [1]અનુજીવી; ચિરંજીવી.—अन.—જીવન (જીવણ); સજીવન; સંજીવન; મૃત=મુએલું, [3]મૃત સંજીવની (इन्)—त्—[જીવત્]; જીવત્ક્રિયા.—इका.—જીવિકા, આજીવિકા; ઉપજીવિકા.—इत.—જીવિત.

### ગૂ. ધા. જીવવું.—ગૂ. શ. જીવતું, જીવાત.

૧.—એકની પછાડી જે બીજા લોકોનું જિવન ચાલેછે તે, ચાકરો વિગેરે, આશ્રિત વર્ગ.—૨. લાંબું જિવનાર: (આશિર્વચને) પુત્ર; કદી મરતાજ નથી એમ માનેલા જે સાત જણછે તે:—બળિરાજા, પરશુરામ, વિભીષણ, હનુમાન, વ્યાસ, અશ્વત્થામા, અને કૃપાચાર્ય.—૩. મુએલાંને જિવતાં કરે એવી કલ્પિત ઔષધિ કે વિદ્યા.

## ૨૧. तप्.—(લા. Tepeo.)—તપવું.

अ.—તાપ (તાવ); તાપી (ई); પશ્ચાત્=પછાડીથી, [1]પશ્ચાત્તાપ (પસ્તાવો); પરિતાપ; પ્રતાપ; સંતાપ—अस्—[તપસ્] (તપ); તપોધન (તપોદન); તપશ્ચર્યા; [2]તાપસ (अ); તપસ્વી (विन्); તપસ્વિની (विन+ई)—त.—તપ્ત (તાતો); સંતપ્ત.

ગૂ. ધા.—તપવું, તાપવું, તાવવું, પસ્તાવવું.—ગૂ. શ. તાપેલું—તપેલું-પાતેલું; તાવતો—તવેનો; તાવ-તવી; તાવડી; તાવણી; તપત.

૧.—નઠારૂં કામ કર્યા પછી જિવમાં જે બળાપો થાયછે તે.—૨. તપ કરનારો, તપસ્વી.

**૨૨. તુલ્.—(લા. Tollo.)—તોળવું, બરાબરી કરવી.**

અ.—તોલ (તોલો, તોલુ); [1]અતુલ; (અતોલ);[2] તુલા (તોળા) [સંતોલ] સંતોલો.—અન.—તોલન, તુલના (તોલના) ય.—તુલ્ય; અતુલ્ય.

**ગુ. ધા.—તોળવું—ગુ. શ. તોલાટ.**

૧. જેનો મુકાબલો નથી તે. ૨.—કાંટો, એ આકારની એક રાશિ. તોળવું, મુકાબલો કરવો. માણસની સામા અન્ન, સુવર્ણ, વિગેરે પદાર્થોને તોળી દાનમાં આપી દેછે તે.—

**૨૩. તુષ્.—સંતોષ પામવું.**

અ.—તોષ; સંતોષ(સંતોખ,સંતોક); અસંતોષ; અસંતોષી (इन्).—त.—તુષ્ટ (તૂઠો, તૂઠ્યો, ત્રૂઠ્યો). સંતુષ્ટ.—ति.-તુષ્ટિ તુષ્ટિદાન.—मान.—તુષ્યમાણ (તુષ્ટમાન)

**ગૂ. ધા.—તૂઠવું-ત્રૂઠવું; સંતોખવું; સંતોષ પામવું:—**

**૨૪. तॄ.—(લા. Terminus.)—તરવું, ઓળંગવું, ઉછળવું, ફૂટી નીકળવું:—**

અ.—[તર];[1]તરંગ (તુરંગ);[2]તરંગિણી; દુસ્તર;[3]તરી;—તીર.—તાર; [4]અવતાર ([5]ઓવારો, આરો); નિસ્તાર.—अन.—તરણ;અવતરણચિહ્ન;—તારણ;—તૃણ (તરણું). अक.—તારક ([6]તારો).—तृ.—ત્રાતા.—उ.—[7]તરૂ.—य. [ઉત્તાર્ય](ઉતાર)—थ તીર્થ (તીરથ).તીર્થંકર——अनि.—[8]તરણિ; [9]તરણિજા.

**ગૂ. ધા.—તરવું; તારવું; અવતરવું; ઉતરવું.**

૧.—ઉછળીને ચાલનાર, પાણીનાં મોજાં, પવનની લહેરો, મનના બુટ્ટા—કલ્પના.—૨. મોજાંવાળી, નદી.—૩. હોડી, હોડીનો રસ્તો, જળમાર્ગ.—૪. નીચે આવવું, ઉતરવું. સ્વર્ગમાંથી ઉતરીને આ લોકમાં દેવતા જે જન્મ ધરે તે, આત્મા એક દેહ છોડી બીજા દેહમાં જાય તે.—૫. નદીમાં ઉતરવાનું ઠેકાણું.—૬. તારનારો, તરવામાં ઘણો હોશિયાર. આકાશમાં જે તારા દેખાય છે તેની આ વ્યુત્પત્તિ સમજવી નહિ, અગર જો સંસ્કૃતમાં એને પણ "તા-

૨૬''જ કહેછે. ઇંગ્રેજી star વિગેરે અન્ય ભાષાના એ અર્થનાજ શબ્દો સાથે મુકાબલો કરતાં એમ સાબીત થયું છે કે એની વ્યુત્પતિ स्त् ધાતુમાંથી છે.—૭. ફણગો ફૂટી નીકળનાર, ફણગો, છોડ, ઝાડ.—૮. દૃષ્ટિમર્યાદા ઓળંગી જનાર, સૂર્ય.—૯. સૂર્યથી ઉત્પન થએલી; યમુના નદી, કેમકે તે સૂર્યની પુત્રી કહેવાય છે.

**૨૫. दा, दद्. (લા. Do.) આપવું:—**

अ.—[દ]; દુઃખદ;સુખદ;નર્મ=આનંદ, નર્મદા.–अन.—**દાન (દાણ, દેણ); અપ+આ, અપાદાન; નિદાન; સંપ્ર-દાન; [દાપન] (દાપું).—अक.—દાયક; સુખદાય.–त–દત્ત દત્તક(ક=લઘુ પ્ર.) ઉત્+આ+દત્તમાંથી દનો લોપ, [1]ઉદાત્ત; અન્; અનુદાત્ત.—य.—[2]દાય; વિદાય; સંપ્રદાય.—इन.—દાયી (દાઈ.)**

**ગૂ. ધા.—દેવું; દાન કરવું.**

૧.—ઉંચેથી આપેલો, જે સ્વર ઉપર બહુ ભાર મૂકવામાં આવેછે તે. ભારને હિસાબે માણસના ઊચ્ચારણમાં ત્રણ સ્વર (Accents) આવે છેઃ—ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત. ઊંચેથી બોલાય તે ઉદાત્ત, નીચે બોલાય તે અનુદાત્ત, અને મધ્યમ રીતે બોલાય તે સ્વરિત. એ ભેદ હજી વેદ ભણવામાં કાયમ રહેલો છે.—૨. આપવાનું, વારસો.

**૨૬. दिश्.—(લા. Dico.) જોવું, દેખાડવું, હુકમ કરવો.**

क्विप्.—દિક્(દિશનું પ્રથમાંત રૂપ), [1]દિગંત (અંત); [2]દિગંબર (અંબર); દિક્પાળ (દિગ્પાળ); દિગ્વિજય; દિઙ્મૂઢ; દિશા (દિશ); [3]ઉપદિશા—अ.—દેશ; દેશાંતર (अंतर)=બીજો); [4]આદેશ; ઉત્, ઉદ્દેશ; ઉપદેશ; ઉપદેશક (अक); નિદેશાલંકાર; [5]વિદેશ; પ્રદેશ; [6]સંદેશ (સંદેશો).—य.—દેશ્ય—ईय.—દેશીય (દેશાઇ).

**ગૂ. ધા.—દીસવું.**

૧.—ચારે દિશાનો અંત જે ગોળ વૃત્તમાં થતો દેખાયછે તે, દૃષ્ટિ મર્યાદા.—૨. દિશાજ જેના વસ્રો છે તે; નાગો બાવો; જૈન માર્ગના એક અમુક પંથના સાધુઓ.—૩. હલકા દરજ્જાની દિશાઓઃ—વાયવ્ય, ઈશાન, અગ્નિ, અને નૈઋત્ય કોણ.—૪. રાજા કે યોગીની આજ્ઞા.—૫. દેશથી ઉલટું, પરદેશ.—૬. સારી રીતે કહી દેખાડવું, કહેણ.

## ૨૭. दिव्.—૧ પ્રકાશવું. ૨ રમવું.

अ.—દેવ; દેવાલય (દેવલ); દેવગૃહ (દેહેરૂં); દેવી, દેવતા; દેવત્વ દૈવ (अ); દૈવત્વ (દૈવત); દૈવી (इन्).—य.—દિવ્ય.—न.—દિન; [1]દિનકર; [2]દિનમાન; દૈનિક—अस्.—[દિવસ્]; [1]દિવાકર; દિવસ (अ)—त.—દ્યૂત (જૂઉં); દ્યૂતકારી (कृ+इन) (જુગારી).

1.—દહાડો કરનાર, સૂર્ય.—2. દહાડાનું માપ, કેટલી ઘડીનો અમુક દહાડો છે. તે.

## ૨૮. दीप्—બળવું, પ્રકાશવું:—

अ.—દીપ (દીવો); દીપાલી (આલી=હાર) (દીવાળી); દીપતૈલ (દીવેલ); દીપમાળા (દીપમાળ); દીપવર્તિ (દીવટ, દીવેટ)—अन.—દીપન; [1]ઉદ્દીપન.—अक.—દીપક (દીવડો); દીપિકા (દીવી).—ति—[2]દીપ્તિ.—त.—[દીપ્ત]; [3]પ્રદીપ્ત—मान.—(ધાતુ બેવડાયો) [4]દેદીપ્યમાન.

### ગૂ. ધા. દીપવું.

૧. વધારે પ્રકાશિત કરનાર,રસમાં વધારો કરનાર.—૨.પ્રકાશવાપણું,દીપવું, શોભા.—૩. વધારે બળતો જાગૃત.—૪. અતિશય પ્રકાશતું, ઝળાં ઝળાં થઈ રહેલું.

## ૨૯. दृश्—જોવું:—

क्विप्.—[દૃશ્]; तत्=તે, [1]તાદૃશ્; [2]સદૃશ્; [3]સાદૃશ્ય.—अ.—આદર્શ (આરસો, આરસી).—अन.—દર્શન, પ્રદર્શન, સુદર્શન.—अक.—દર્શક; દૂરદર્શક; સૂક્ષ્મદર્શક.—य. દૃશ્ય, અદૃશ્ય—अनीय.—દર્શનીય (દરશણીઉં).—त.—દૃષ્ટ (દીઠો); [4]અદૃષ્ટ (અદીઠો); દૃષ્ટાંત.—ति.—દૃષ્ટિ; કુદૃષ્ટિ, દૃષ્ટિમર્યાદા.—तृ.—દૃષ્ટા.

### ગૂ. ધા. દેખવું.

૧.—તેવું.—૨. સરખું,—૩. સરખાપણું—૪. નહિ દીઠેલું, નશીબ.

## ૩૦. धा, धि—ધારણ કરવું.

क्रि.—[धि]. અવધિ (અવધ);—[1]આધિ, [2]ઉપાધિ, [3]વ્યાધિ,સમાધિ. (સમાધ)—[4]નિધિ; [5]પ્રતિનિધિ; સંનિધિ; સાન્નિધ્ય (य);-સંધિ, [6]સંધ્યા(य+आ); અપ્=પાણી, [7]અબ્ધિ ઉદ=પાણી,[7]ઉદધિ (દધિ): [7]જલધિ; પયસ્=પાણી, [8]પયોધિ;ઓષ=ઉષ્ણતા, [9]ઓષધિ; ઓષધ (अ).—अ.—[ध]; સંધ (સાંધો); સ+અવ, સાવધ; [10]સુધા(આ);વસુ=દ્રવ્ય, [11]વસુધા.—अन.—[धान]; અભિધાન; અંતર્ધાન; —અવધાન (ઓધાન); અષ્ટાવધાની (इन्); શતાવધાની (इन्); વ્યવધાન;સ, સાવધાની;—આધાન; ગર્ભાધાન; સમ્, સમાધાન.—પ્રધાન; પ્રાધાન્ય (य).—નિધાન; સંનિધાન; પરિધાન (પહેરણ);વિધાન; સંધાન(સાંધણ);[12]અનુસંધાન; —ઉર્ધ્વ=ઉપર, ઉર્ધ્વધાની (ઉદ્ધાણી); રાજધાની.—म. ધામ.—तृ. ધાતા; ધાત્રી; વિધાતા; વિધાત્રી—त.—હિત; પુરસ્=આગળ,[13]પુરોહિત (પરો'ત);વિહિત; [14]સંહિતા(આ).

### ગૂ. ધા.—પહેરવું; સાંધવું.

૧.—મનનું દુઃખ.—૨. પાસેથી—આસપાસથી—આવી પડેલું દુઃખ.—૩. મનના દુઃખથી ઉલટું, શરીરનું દુઃખ, રોગ.—૪ માંહે ધારણ કરનાર, ખજાનો.—૫.સામાની—બીજાની—તર્ફથી અધિકાર પોતામાં ધારણ કરનાર.—૬. જોડનારી, રાત દિવસને જોડનારી વેળા, સવાર કે સાંજ ગમે તે; સાંજ, સાંજ સવાર જે ઝળઝળીયું દેખાય છે તે; સાંજે, સવારે, તથા બપોરે જે ધર્મક્રિયા દ્વિજોને કરવાની કહી છે તે.છેલ્લા અર્થમાં એ શબ્દનું મૂળ "ध्यै ધ્યાન કરવું" એ ધાતુ ઉપરથી પણ હોય.—૭. પાણીને ધારણ કરનાર, સમુદ્ર;—૮. પાણીને ધારણ કરનાર, સમુદ્ર; વાદળું.—૯. ઉષ્ણતા ધારણ કરનાર, વનસ્પતિ. આ ઉપરથી જણાય છે કે પ્રાચીન આર્યો જાણતા હતા કે વનસ્પતિને ઉગવાને સારૂ ગરમી અવશ્યની છે.—૧૦. અમૃત.—૧૧. દ્રવ્યો એટલે નાના પ્રકારના ખનિજ પદાર્થને ધારણ કરનારી, પૃથ્વી.—૧૨. એકની સાથે બીજાનું સંધાવું, લાગે લાગ મેળવવો અથવા મળવો, સંબંધ મેળવી દેવો.—૧૩. યજ્ઞાદિ ધર્મ કર્મમાં જેને આગળ એટલે પ્રમુખ ઠેરવ્યો છે તે, ગોર. ક્ષત્રિય વગેરે કેટલીક નાતના ગોરને હાલ પરોત કહે છે.—૧૪. સાથે ધારણ કરેલું; ગોઠવીને સંગ્રહ

કરેલા. વેદની સંહિતા કહેવાય છે, કેમકે તેના મંત્રો છૂટા છૂટા ચાલતા હતા તેનો વેદવ્યાસે અનુક્રમે ગોઠવી હાલના આકારમાં સંગ્રહ કર્યો છે.

### ૩૧. ધૃ, ધીર. ધુર.—ઝાલી રાખવું.

અ.—[ધર]; [૧]ગંગાધર; જલંધર (જળંદર), પયસ્, [૨]પયોધર, [૩]ભૂધર; વસુ, [૪]વસુંધરા—[ધાર] સૂત્ર=દોરી, [૫]સૂત્રધાર (સુતાર); નિર્ધાર; ધારા(આ).—[ધાર]; આધાર; જગત્, જગદાધાર; વિશ્વાધાર; દુગ્ધ=દૂધ, દુગ્ધાધારી (દૂધાધારી) (ઇન્); નિઃ, નિરાધાર.—ધીર, (ધીરો); ધીરા; ધૈર્ય (ય) (ધીરજ); અધીર (અધીરો).—ધુર; ધુરંધર; ધૌરેય (ઈય) (ધોરી); ધુરી (ધરી)—અન.—ધારણ; સ+આ, સાધારણ, સુધારણ; ધારણા;—ધરણ; ધરણી, ધરણીધર.—તૃ.—ધર્તા; ધરિત્રી (ધરતી)—અક.—ધારક, સુધારક.—મન્.—ધર્મ, ધર્મી, ધાર્મિક.—ઇન—[ધારી]; વેષધારી, નામધારી; [ધારિણી], વિશ્વધારિણી.—ત.—[ધૃત]; [૬]ધૃતરાષ્ટ્ર; વિ, વૈધૃત (આ)

**ગૂ. ધા.—ધરવું; ધારવું; નિર્ધારવું, સુધારવું.**

૧.—ગંગાને ધારણ કરનાર; મહાદેવ, કેમકે ભગીરથ રાજા જ્યારે સ્વર્ગમાંથી ગંગા લાવ્યો, ત્યારે ઉપરથી પડતાં મહાદેવે પોતાના માથા ઉપર તેને ઝીલી લીધી હતી.—૨. પાણીને ધારણ કરનાર, વાદળું.—૩. પૃથ્વીને ધારણ કરનાર, પરમેશ્વર. પૃથ્વીએ જેને ધારણ કરેલા છે તે, પર્વત (આ અર્થ ગૂજરાતીમાં ચાલતો નથી.)—૪. દ્રવ્યને ધારણ કરનારી, પૃથ્વી.—૫. દોરીને ઝાલી રાખનારો; પૂતળાં નચાવનારો, નાટક મંડળીનો ઉપરી; સુતાર કેમકે તે માપવા સારુ હમેશાં દોરી હાથમાં લઈને ફરેછે.—૬. રાષ્ટ્ર એટલે દેશ જેણે (જુલમથી) ઝાલી રાખ્યોછે તે, રાજ્ય પચાવી પડનાર કૌરવોનો બાપ.

### ૩૨. નમ્.—નમવું:—

અ.—[નામ]; [૧]પરિણામ; પ્રણામ—અસ્.—નમઃ, નમોનમઃ (નમઃ+નમઃ); નમસ્કાર; [૨]શ્રીગણેશાયનમઃ—અન.—નમન (નમણું)—ત.—[નત]; [૩]નતાંશ; ઉત્, [૪]ઉન્નત; [૫]ઉન્નતાંશ; પ્રણત.—ર.—નમ્ર (નરમ); નમ્રતા.—તિ.—[નતિ], ઉત્, [૬]ઉન્નતિ; વિનતિ (વિનંતિ).

**ગૂ. ધા.—નમવું; નામવું; પ્રણમવું. ગૂ. શ.—નમનતાઈ.**

૧.—ચોતરફથી નમીને જયાં જાય તે, છેવટ, ફળ, અસર.—૨. શ્રી ગણેશને નમસ્કાર. "ગણેશાય" ચતુર્થીનું એક રૂપ છે.—૩. કોઈ આકાશી પદાર્થ વિશુવવૃત્તથી જેટલા અંશ નમેલો—દૂર—હોય તે.—૪. નમેલાર્થ, ઉલટું, અક્કડ, મગરૂર. ૫. કોઈ આકાશી પદાર્થ ક્ષિતિજથી જેટલા અંશ ઉંચો હોય તે.—૬. ઉંચે આવવું, ચડતી.

## ૩૩. नश् (લા. Noceo.)=જતા રેહેવું; નાશ પામવો:-

**અ.—નાશ;** વિનાશ; વિનાશી (इन्); અવિનાશ; અવિનાશી.—अक.—નાશક; વિનાશક—त. નષ્ટ (નાઠો, નઠારો ?)

**ગૂ. ધા.—નાસવું; નાશ પામવો; વણસવું.**

## ૩૪. ની—દોરી જવું, પમાડવું:—

**અ.—**[૧]નય; [૨]વિનય, [૩]નિર્ણય; [૪]પરિણય.—अन.—[૫]**નયન** (નયણ, નેણ, નેન); કમળનયની; [૬]ઉપનયન.—अक.—[૭]**નાયક;** [૮]વિનાયક; નાયિકા (आ).—तृ—નેત્ર; [૯]ઉપનેત્ર. —त.—નવ=નવું, [૧૦]નવનીત.—ति.—**નીતિ;** રાજનીતિ; અનીતિ.

**ગૂ. ધા.—આણવું (आनय); પરણવું (परिणय.)**

૧. સુખને પહોંચાડનાર, નીતિ, ડહાપણ.—૨. વિશેષે કરીને સુખને પહોંચાડનાર, નમ્રતા, સભ્યતા.—૩. બહાર દોરી જવું, વિચારોને બહાર એક નિશ્ચય રૂપે કાઢવા.—૪. પરણવું. લગ્ન.—૫. હરવા ફરવામાં દોરી લઈ જનાર, આંખ.—૬. હલકા દરજાની આંખ. વિદ્યાગુરૂ પાસે બાળકને દોરી લઈ જવો; શાળામાં મોકલવો; વિદ્યાર્થી અવસ્થાનાં ચિન્હ દાખલ જેમ હાલ ઈંગ્રેજી પાઠશાળાઓમાં અમુક પોશાક પહેરાવે છે તેમ તે સમે જે બાળકને ઘાલતા હતા તે, જનોઈ, જનોઈ દેવાની ક્રિયા. એમ કહેવાય છે કે અસલ આર્ય વિદ્યાર્થીઓ પ્રતિ વર્ષે છૂટીને વખતે પાછા ઘેર આવતા ત્યારે જનોઈ ત્યાં મુકીને આવતા અને પાછા જતા ત્યારે તે પાછું ત્યાં ધારણ કરતા હતા, અને એ બંને પ્રસંગે અમુક ક્રિયા કરતા, એ બને ક્રિયા હાલ બ્રાહ્મણો શ્રાવણીને દિવસે ભેગીજ કરે છે, પરંતુ પહેલાં ઉપાકર્મ ( જનોઈ પાછું પહેરવાનું કર્મ ) કેટલાક વખતને આંતરેજ કરવામાં આવતું.—૭. દોરી લઈ જનાર, આગેવાન; ભવાયાની ટોળીનો ઉપરી; સિપાઈઓનો ઉપરી; કાવ્યાદિકમાં જે પુ-

રૂપનું મુખ્યત્વે વર્ણન કર્યું હોય તે; રસ શાસ્ત્રમાં રસને મૂર્તિમાન્ કરનારાં જે જે પાત્ર વિવિધ પ્રકારના થઈ શકે છે તે.—૮. વિશેષે કરીને—મોટે—ઉપરી; ગણુ-પતિ,—૯. ચરમાં.—૧૦ નવું ખેંચી કાઢેલું; માખણ.

**૩૫. पच्—**(લા. coquo. ગ્રી. Pusso.)**રાંધવું, પકવવું:-**

अ.—**પાક;** પાકશાળા; પાકશાસ્ત્ર.—અન.—પાચન.—व (ભૂતકૃદંતના અર્થમાં)—પકવ (પક્કું, પાકું; પક્વાન્ન (અન્ન); પરિપકવ; પરિપક્વતા.

**ગૂ. ધા.—પાકવું; પકવવું; પચવું—ગૂ. શ. અપચો.**

**૩૬. पत्—પડવું:—**

अ.—[[1]**પત**]; [2]પતંગ (પતંગીઓ).—**પાત;**[1] અશ્રુ-પાત; પક્ષપાત; ઉત્પાત; નિપાત; વિ+અતિ, વ્યતીપાત (વતીપાત); સંનિપાત (સંનેપાત).—અન.—**પતન;** પતન-કોણ (कोण=ખૂણો); प्र+नि, પ્રણિપતન.—अक.—[3]પાતક. ઉત્પાતક (ઉત્પાતીઓ)—र.—[4]**પત્ર;** પત્રાલી; પત્રાવલિ; [5]પત્રી, [5]પત્રિકા.—[6]इत.—[6]પતિત.

**ગૂ. ધા.—પડવું; પાડવું; ઉપ્રતવું.**

૧.—પડવું.—૨. પડતો પડતો ચાલનાર; પતંગીઓ; એક જાતનો કન-કવો.—૩. પાડનાર, પાપ.—૪. પડનાર પાંતરૂં; પુસ્તકનું પાનું; લખવાના કાગળ; લખેલો કાગળ.—૫. ચીઠી.—૬ ધર્મમાંથી પડેલો,ભ્રષ્ટ, પાપી.

**૩૭. पद्—**(લા. Pedis. ગ્રી. Pates)—**૧ ડગલું ભરવું. ૨ મેળવવું.**

क्विप्.—[[1]**પદ્**, [2]**પત્**]; પન્નગ; [3]પદ્ધતિ (हति=હણવા-પણું); આપત્ (ફા. આફત); આપદા (आ); વિપત્; સં-પત્.—ति.—[**પત્તિ**]; આપત્તિ; ઉત્પત્તિ (ઉત્પત્ત;) वि, વ્યુત્પત્તિ; વિપત્તિ (વિપત્ત); સંપત્તિ (સંપત્ત).—अ.—[4]**પદ;** [5]અષ્ટપદી, પટ્પદી (છપઈ, છપય, છપ્પો); પદ+અતિ =ચાલનાર, પદાતિ (પ્યાદું); પદાર્થ; [6]પદવી (व+ई)—**પાદ** (પાયો, પા); [7]સપાદ (સવા); પાદુકા (उ+क+आ); પાદુકી

(પાવડી).—अन.—ઉત્પાદન; પ્રતિપાદન; સંપાદન.—अक—ઉત્પાદક;—પ્રતિપાદક; સંપાદક—य.—પદ્ય, પાદ્ય, પ્રતિપાદ્ય.—न (ભૂ. કૃ.)—[पन्न]; ઉત્પન્ન, વ્યુત્પન્ન; સંપન્ન.—म.—[8]પદ્મ; [9]પદ્મનાભ; [10]પદ્મા; પદ્મિની (પદમણી).

ગૂ. ધા. ઉપજવું (उत्पद्यते); સંપજવું (संपद्यते?); સાંપડવું, સંપાદવું.

૧,- પગ.—૨. પદાંત "દ્" નો "ત્" થઈ જાયછે.—૩. પગવડે હણનાર; પગ પડવાથી પડેલો માર્ગ, પગથી—શેરડો; માગ; ચાલુ રીત.—૪. પગ; શબ્દ; ગાવાની કવિતા.—૫. જયદેવ કૃત ગીત ગોવિંદનાં ગાયન.—૬. ડગલાં ભરવાનું ઠેકાણું, રસ્તો, પગથીઆં; દરજ્જો.—૭. પાદ એટલે પા (ચતુર્થાંશ) સહિત.—૮. કમળ.૯. જેના નાભી કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા તે, વિષ્ણુ.—૧૦. લક્ષ્મી.

## ૩૮. पा.—પાળવું:—

अ.—[प]; [1]ગોપ; ગોપી; ગોપિકા; નૃ=માણસ, [2]નૃપ; [3]ભૂપ; મંડ=શોભા, મંડપ (માંડવો); મહી=પૃથ્વી, [3]મહીપ.
तृ.—પિતૃ; પિતા; પ્રપિતા; પિતામહ; પૈત્રિક (પિત્રાઈ).—ति.—[4]પતિ; પત્ની; [5]સપત્ની; નૃપતિ.

૧.—ગાયોને પાળનાર, ગોવાળીયો—૨. માણસને પાળનાર, રક્ષણ કરનાર, રાજા.—૩. પૃથ્વીને પાળનાર, રાજા.—૪. પાળનાર (અહિંયાં ति નો અર્થ કરનાર થાય છે), ધણી.—૫. પોતા જેવી બીજી પણ જે ધણીયાણી હોય તે, શોક્ય.

## ૩૯. पा,पी.—પીવુ

अ.—[प]; [1]દ્વિપ; દ્વિપક (દીપડો); મધુ=મધ, [2]મધુપ.
अस्.—[[3]પયસ્] (પય); [4]પયોદ; પયોધર.—अन.—પાન; [5]અનુપાન; નિપાન (નવાણ).—ईय.—[6]પાનીય (પાણી).—य.—[6]પેય.—त्र. [7]પાત્ર.—क्विप्.—મદ્યપી, સુરાપી.

ગૂ. ધા.—પાવું; પીવું.

૧—બે રીતે (સૂંઢને મોંથી) પીનાર, હાથી—૨. મધ પીનાર, મધમાખી, ભમર, ભમરો.—૩. પીવાનું. પાણી, દૂધ.—૪. પાણી આપનાર; વાદળું—૫. વૈદ્યની માત્રા સાથે બીજુ કાંઈ પીવાનું કે ખાવાનું ઓસડ કહ્યું હોય તે,

—૬. પીવા યોગ્ય, પીવાનો પદાર્થ.—૭. પીવાનું સાધન, આબખોરો (ફારશીમાં એનો અર્થ પાણી પીવાનું વાસણ એમજ થાય છે); ગમે તે વાસણ (એ ઠેકાણે पा નો પાળવું એ અર્થ લેવો વધારે ઉચિત છે.)

## ૪૦. पाल्—પાળવું:

अ.—[પાલ] (પાળો, વાળો પ્રત્યય); ક્ષેત્રપાલ (ખેતરપાળ); ગોપાલ (ગોવાળ, ગોવાળીઓ;) ગોપાલિની (ગોવાળણી, ગોવાળણ); દિક્પાલ (દિગપાળ); રક્ષપાલ (રખવાળ), (રખેવાળ); ભૂપાલ; સુખપાલ, પ્રતિપાલ; [પાલી](પાળી, પાળ, પાર-પાર્ય).—अक.—પાલક (પાલખ, પાળીઓ); પાલકી (પાલખી?) પ્રતિપાલક.—अन.—પાલન (પાલણ, પાળણું-પાણણું-પાયણું); પ્રતિપાલન.

ગૂ. ધા.—પાળવું, પળવું—

## ૪૧. पू.—ચોખું કરવું; પવિત્ર કરવું:—

अन.—[1]પવન; પાવન; [2]પતિતપાવન.—अक.—[3]પાવક.—त्र.—પુત્ર (પૂત); રાજપુત્ર (રજપૂત); પૌત્ર (अ); પ્રપૌત્ર; પુત્રી; પૌત્રી; પ્રપૌત્રી.—इत्र.—[4]પવિત્ર (પવિત્રું); [5]પવિત્રી.—इत. [6]પુનિત.

ગૂ. ધા.—ઉપણવું (उत्पवन.)

૧ ચોખું કરનાર, પવન.—૨. પાપીને પવિત્ર કરનાર, પરમેશ્વર.—૩. ચોખું કરનાર; અગ્નિ, કેમકે તેમાં નાંખીને તપાવ્યાથી ધાતુઓ ચોખી થાયછે.—૪. પવિત્ર કરવાનું સાધન, જનોઈ.—૫. એક જાતનું જનોઈ.—૬. પવિત્ર.

## ૪૨.—पृ, पूर, पर्व्.—ભરવું:—

अ.—પુર(પરૂ); પુરી; પૂર.—अस्.—[1]પુરઃ; [2]પુરઃસર, [3]પુરશ્ચરણ; [4]પુરા, [5]પુરાણ.—अन्.—પર્વ; સુપર્વ (સપરવો, સપરમો); [5]પર્વણી (ई); પર્વત.—अन.—પૂરણ, પૂરણી.—न (ભૂ. કૃ.) પૂર્ણ (પૂરણ); પૂર્ણાંક; અપૂર્ણ; અપૂર્ણાંક; [[6]પૂર્ણમા]-પૂર્ણિમા (પુનમ, પુનેમ); પરિપૂર્ણ; સંપૂર્ણ.

ગૂ. ધા.--પૂરવું; પૂર્ણ[૬] કરવું.

૧.—આગળ.—૨. આગળ જનાર. વિધિપુરઃસર એટલે વિધિ જેમાં આગળ જનાર છે તે, વિધિ પ્રમાણે, યથાવિધિ.—૩. આગળ ચાલવું, તૈયારી કરવી. -૪. પહેલાં, પૂર્વે.—૫. પહેલાનું, જૂનું.—૫. અમાસ પુનેમ, કેમકે એ દિવસે દરિયામાં પાણી બહુ ભરાયછે—ભરતી આવે છે.—૬ દાકતર બેનર્જાઈ ધારેછે કે "પૂર્ણ માસ"નું આ બગડેલું રૂપ હશે.

## ૪૩. बध्, बंध्—(ઇં. Bind)—બાંધવું:—

અ.—બંધ (બાંધો); [બંધક] (બંધિયો); અનુબંધ; નિબંધ; પ્રતિબંધ; પ્રબંધ; સંબંધ (સબંધ, સમંધ);—અન.—બંધન (બાંધણ); [બંધની] (બાંધણી)—ઉ.—[૧]બંધુ, બાંધવ (અ)—ત.—બદ્ધ (બાંધો, બંધો); બદ્ધકોષ્ઠ (બંધકોષ).—ઇર.—બધિર (બહેરો).

ગૂ. ધા.—બાંધવું.—ગૂ. શ. બંધી, પગડબંધ.—ફા.શ. બંદ, બંદીવાન.

૧.—સગાઈથી બંધાએલાં પરગોત્રી; મામાફોઈના કે માસીમાસીનાં છોકરાં; ગમે તે રીતનાં સગાં;—ભાઈ.

## ૪૪. बुध्.—(ઇં. Bode)—જાણવું:—

અ.—[૧]બુધ; કુબુધ; [૨]વિબુધ; સુબુધ.—બોધ, પ્રતિબોધ; પ્રબોધ; સુબોધ, સુબોધિની (ઇની).—અન.—બોધન; પ્રબોધન; સંબોધન—ત.—[૩]બુદ્ધ, બોધ, (અ.)—તિ.—બુદ્ધિ, સુબુદ્ધિ (સુબુધ).—અ.—બોધક, પ્રબોધક.

ગૂ. ધા.—બૂઝવું (बुद्ध-यते), બોધવું, સંબોધવું, પ્રબોધવું.

૧. જાણનાર, વિદ્વાન; એ નામનો ગ્રહ; એ ગ્રહના નામનો વાર.—૨. વિશેષ જાણનાર, દેવ.—૩. પૂર્ણ જ્ઞાન પામેલો, શાકય મુનિ.

## ૪૫. भज्.—ભજવું:—

અ.—[૧]ભગ; ભગવત્; ભગવદ્ગીતા; [૨]ભાગવત (અ); ભગવતી;—ભગવંત, ભગવાન્; ભગિની (બહેન); સુભગ.—[ભાગ]. ભાગ્ય; સુભાગ; સુભાગિની (સુહાગણી; [૩]સુભાગણુ); દુર્ભાગિણી ([૪]દુહાગણુ); [૫]સૌભાગ્ય (સોભાગ,

સોહાગ); સૌભાગ્યવતી (સૌભાગ્યવંતી), અભાગી (इन्); અભાગિની (અભાગણી, અભાગણ, અભાગીએણ).—અન.—ભજન; ભજનિક (ભજનિયો)—ईय.—ભજનીય.—त.—ભક્ત (ભગત).—ति.—ભક્તિ (ભગતી).

ગૂ. ધા.—ભજવું, ભજન કરવું. ગૂ. શ. અભાગિયો.

૧.—ઈશ્વરી શક્તિ; સૌંદર્ય; ધર્મ.—૨. ભગવત્ સંબંધી, એ નામનું પુરાણ.—૩. સારા ભાગ્યવાળી, રાજાની માનીતી સ્ત્રી.—૪. નઠારા ભાગ્યવાળી રાજાની અણમાનીતી સ્ત્રી.—૫. સારૂં ભાગ્ય, ધણીની હયાતી, હેવાતણ.

## ૪૬. भंज्, भज्.—ભાગવું:—

अ.—ભાગ; ભાગી (ભાગિયો); ભાગાકાર; વિભાગ; વિભાગી; સમભાગી;—ભંગ; ભંગા (ભાંગ); [1]અભંગ.—અન.—ભંજન; ભંજની (ભાંજણી).—अक.—ભાજક; દૃઢભાજક.—उर.—ભંગુર, ક્ષણભંગુર.—त.—[2]ભક્ત (ભાત); [3]વિભક્ત; અવિભક્ત.—ति.—[4]વિભક્તિ—न.—ભગ્ન; અશાભગ્ન.—य.—ભાજ્ય, અવિભાજ્ય.

ગૂ. ધા.—ભાંજવું, ભાગવું, દુભાગવું.—ગૂ. શ. ભગંદર, ભંગાણ, ભંગાર, ભાગિયો,

૧.—જેમાં ભંગ પડતો નથી તે; એક જાતનો છંદ.—૨. ભાગેલી (જાંગેર), ચોખા.—૩. ભાઈઓ વિગેરે ભેગા રહેતા હોય તે અવિભક્ત, અને છૂટા પડ્યા હોય તે વિભક્ત કહેવાય છે.—૪. વિશેષે કરીને ભાગ પાડવાપણું, નામ વિગેરેનાં અંગને પ્રત્યય છૂટા કરી દેખાડવા, એવા પ્રત્યય અથવા તેથી જે અંગમાં અર્થનો વધારો થાયછે તે.

## ૪૭. भाष्.—બોલવું:—

अ.—ભાષા; [1]બાલભાષા; [2]પરિભાષા.—अन.—ભાષણ; ભાષણકર્તા; મૃદુભાષણી; સંભાષણ.—इत. [3]સુભાષિત.—य.—[4]ભાષ્ય,

ગૂ. ધા.—ભાખવું.—ગૂ. શ. દુભાષિયો (द्विभाषिक).

૧.—માગધી ભાષા. કેમકે જેમ બાળક બોલતાં ભાષાને અપભ્રંશ કરીને બોલેછે તેમ એ સંસ્કૃતમાંથી થએલી છે,—૨. અમુક શાસ્ત્રના સાંકેતિક બોલ.—૩. રસાલંકૃત છૂટક કવિતા,—૪. એક પુસ્તક વિષે બોલવાનું જે બધું હોય તે, સંપૂર્ણ ટીકા.

**૪૮ भिद्** ( લા, Findo. ઇં. Bite. ) પેસવું, ભાગ પાડવા, ભીંજવું:—

અ.—ભેદ; જાતિભેદ; અભેદ; ભેદાભેદ; [1]ઉપભેદ—અન.—ભેદન.—અક.—ભેદક.—ઉ—[2]ભેદુ.—ભેદ્ય (ભેજ); અભેદ્યતા; નિર્ભેદ્યતા.—ન.—[3]ભિન્ન (ભીનું); અભિન્ન; ભિન્નાભિન્ન; ભિન્નતા.—તિ.—[ ભિત્તિ ] (ભીત, ભીંત.)

**ગૂ. ધા.—ભેદવું, ભીજવું-ભીંજવું.**

૧.—ભેદનો ભેદ, પેટાવર્ગ.—૨. પેસી જઈને ખબર લાવનાર, છાની વાત જાણનારો, તે કહી દેનારો.—૩. ભાગ પડેલું, જૂદું;—ભીંજેલું.

**૪૯ भुज्—વાંકું વાળવું:—**

અ.—ભુજ; ચતુર્ભુજ(ચત્રભુજ); ચતુર્ભુજા; [1]ભુજગ,ભુજંગમ, ભુજંગ(ભુયંગ,ભોરંગ); [2] ભુજંગ પ્રયાત; [2]ભુજંગી.—इन्.—[3]ભોગી.

૧. વાંકું વાંકું ચાલનાર, સર્પ.—૨. સર્પની પેઠે ચાલનાર. એ નામનો એક છંદ, કેમકે તેની ચાલ એ રીતની છે—વાંકું વાંકું ચાલવાવાળો; સર્પ. (જુઓ એજ શબ્દનો બીજો અર્થ નીચલા ધાતુની નોટમાં).

**૫૦ भुज्—ખાવું; ભોગવવું:—**

અ.—ભોજ-ભોગ; [1]ભોગી; ઉપભોગ; વિભોગ; વૈભોગ; સંભોગ—य—[2]ભોજ્ય; અભોજ્ય; ભોજ્યાભોજ્ય; [3]ભોગ્ય; અભોગ્ય.—અન.-ભોજન —અક—[4]ભોજક—तृ – ભોક્તા. तिं—[5]ભુક્તિ.—स्+आ—(ધાતુ બેવડાઈને) બુભુક્ષા (ભૂખ)

**ગૂ. ધા.—ભોગવવું, (?) ભૂંજવું.**

૧.—ખાનાર, ભોગવનાર, વૈભવી.—૨. ખાવા યોગ્ય,—૩. ("જ" નો "ગ" થઈને ) ભોગવવા યોગ્ય, ભોગવવાનું—૪. ખાનાર, એ નામના જૈન માર્ગના આશ્રિતો, કેમકે એમ કહેવાય છે કે તેઓ મૂળે બ્રાહ્મણ હતા, પણ એક વખત છ મહીના સુધી પાટણમાં શ્રાવકોની નોકારશી ( જમણવાર ) ચાલી ત્યારે તેઓ લલચાઈને વટલી ગયા, અને "શીરા સારૂ શ્રાવક થાય" એ કહેવત તે વખતથી નીકળી.

**૫૧ भू. ( ઇં Be. લા. Fio.)—હોવું:—**

क्विप्—[ ભુ ]; પ્રભુ (પરભુ); વિભુ; શંભુ; સ્વયંભુ—સ્વયંભૂ.—ભૂ; ભૂધર; ભૂપ; ભૂમિતિ. अ.—[1]ભવ; ભવાન્

(આની); [1]અનુભવ; પરાભવ; વિભવ; [3]વૈભવ; [4]સંભવ; સંભવિત.—ભાવ; ભાવિક; [5]પ્રાદુર્ભાવ; અભાવ (અભાવો); અનુભાવ; માહાનુભાવ (માનુભાવ); પ્રભાવ; વિભાવ;—સ્વભાવ; સ્વભાવિક.–अन ભવન; [6]બાષ્પ ભવન; [7]વક્રી-ભવન—ભુવન (ભોવન); ત્રિભુવન (ત્રિભોવન).—ભાવન; ભાવના; સંભાવના.—त-ભૂત (હૂઓ, હવો); પંચ મહાભૂત.--य.—[8]ભવ્ય; ભવિષ્ય; સંભાવ્ય.—म+इ.—ભૂમિ (ભોમી—ભોમ, ભોંઈ, ભૂંઈ, ભોંય-ભોં, ભાંય); ભૂમિકા (क+आ); ભૌમ (ભોમ); [ભૌમિક](ભોમિયો, ભૂમિયો)—તિ.—વિભૂતિ (ભભુતી-ભભુત)—इन् ભાવી.

ગૂ. ધા.—હોવું; ભાવવું; અનુભવવું; નિભવવું; સંભવવું.

૧.—હોવું, જીંદગી;—હોનાર, હમેશાં રહેનાર, મહાદેવ.—૨. કોઈ વસ્તુની પછાડી પછાડી હોવું—જવું, મંડો રહેવું, માહવરો.—૩ વિશેષે કરીને માત્ર પેટ ભરવા કરતાં—વધારે હોવું, મોજશોખ.—૪. સાથે હોવું, એક બીનાની સાથે બીજી બનવીજ જોઈએ એમ જે આપણે ધારી શકીએ છિયે તે.—૫. પ્રગટ હોવું, ઉદય થવો.—૬. વરાળ થવાની ક્રિયા.—૭. કિરણોનું વાંકું થવું—જવું—૮. હોવા યોગ્ય મોટું.

૫૨ भृ—(ગ્રી. Phero લા. Fero. ઈં. Bear)—ભરવું:-

अ.—[ભર]; વિશ્વંભર; અભર; સભર (સભ્ભર)-ભાર (ભારો); ભારી (इन्) (ભારે); સંભાર.—अन.—ભરણ; ભરણી; આભરણ (આભ્રણ);—ભારણ.—तृ.—[1]ભર્તૃ—ભર્ત્તા (ભર્તાર, ભરથાર); ભ્રાતૃ (ભ્રાત, ભાઈ); ભ્રાત્રીય (ईय) (ભત્રીજો).—य.—[2]ભાર્યા (ભાર્જા); કુભાર્યા (કુભાર્જા) इय.—ભૃત્ય.—त.—ભરત; ભરતખંડ; ભારત; ભારતવર્ષ; [3]ભારતી.

ગૂ. ધા.—ભરવું, ભારવું.—ગૂ. શ. ભરતી; ભરતર; ભરતીઉં; અભરાભરણ.

૧.—ભરનાર, ભરણપોષણ કરનાર, ધણી.—૨. ભરણપોષણ કરવા

ચોગ્ય, સ્ત્રી.—૩. ભરતખંડમાં ઉત્પન્ન થએલી, તેનું રક્ષણ કરનારી દેવી, સરસ્વતી.

## ૫૩ भ्रम्—ભમવું:—

अ.—[1]भ्रम (ભરમ); [2]भृंग.—अन.—भ्रमण; भ्रमणा.—इत.—भ्रमित (ભમિઓ—ભમીયો—ભમ્યો)—ति. भ्रांति (ભ્રાંત).—अर.—भ्रमर (ભમર, ભમરો); [3]भ्रमरी (ભમરી); [भ्रमरधारी] (ભમરબારી).

### ગૂ. ધા.—ભમવું

૧.—ભમવું, હોય તે કરતાં જૂદું સમજવું.—૩. ભમતો ભમતો ચાલનાર, ભમરો.—૩. ભમ ભમ ફરનારી, ભમરી;—૩. પાણીનાં વમળ.

## ૫૪. मद्—ગાંડા થવું, મસ્ત થવું:—

अ.—मद; ઉત્, ઉન્મદ વાયુ; પ્રમદવન; પ્રમદા. [माद]; [1]ઉન્માદ (ઉદ્માદ—ઉધમાત); [2]પ્રમાદ.—त.—मत्त (માતો); ઉન્મત્ત, મદોન્મત્ત.—अन.—[3]મદન.—अक.—[4]માદક.—इर+आ.—[5]મદિરા; મદિરાક્ષી (અક્ષી=આંખવાળી), મદિરેક્ષણી (ઈક્ષણી=આંખવાળી).—य. [5]मद्य, મદ્યપી.

૧.—ગાંડાઈ, તોફાન.—૨. બેપરવાહી, ગફલત.—૩. ગાંડાં કરનાર કામદેવ.—૪. કેફી પદાર્થ.—૫. ગાંડા કરનાર, દારૂ.

## ૫૫. मन्.—ઈચ્છવું; વિચારવું:—

अस्—[मनस्] (મન); મનોયત્ન; મનોહર (મનહર); મનોજ; માનસિક (इक); [1]મનસ્વી (विन्); મનસા.—अन. મનન.—उ.—[2]મનુ; માનવ; મનુષ્ય.—(अ).—इ.—મુનિ; મૌન (अ); મૌન્ય (य)—त.—मत; [5]મતંગ (માતંગ); અનુમત; સંમત:—ति.—मति (મત); અનુમતિ; કુમતિ; દુર્મતિ; સુમતિ; સંમતિ.—त्र.—[6] मंत्र (એ ઉપરથી मंत्र् ધાતુ ઉત્પન્ન થાય છે, અને બીજા ઉદાહરણ તે ધાતુના પેટામાં જોવાં). य+आ.—માયા.

### ગૂ. ધા.—મનન કરવું; મંત્રવું, મંતરવું.

૧—ઈચ્છાવાળો, સ્વચ્છંદી;—વિચાર શક્તિવાળો.—૨. વિચાર કરી શ-

કનાગ, એ નામનો માણસ જાતનો મૂળ પુરૂષ; કેમકે સઘળાં પ્રાણીઓમાં માણસજ વિચાર કરનાર છે.—૩ મનુથી ઉત્પન થએલું.—૪. વિચાર કરનાર, ચુપ રહેનાર, ધ્યાન ધરનાર, જોગી—૫. ઈચ્છા પ્રમાણે ચાલનાર, હાથી.—૬. વિચાર કરવાનું—ધ્યાન ધરવાનું—સાધન;—છાનો વિચાર અથવા મસલત.

## ૫૬. मान्. માન આપવું:—

અ.—**માન; સન્માન;** માની (इन्); [1]માનિની (માનની, માનુની); અભિમાન; સ્વાભિમાન; દેશાભિમાન.—इत.—માનિત (માનીતો)— य—માન્ય.

### ગૂ. ધા.—માનવું:—

[1].—માન એટલે રીસવાળી અથવા રીસાએલી સ્ત્રી; સ્ત્રી.

## ૫૭ मा.—(ગ્રી. Metron. ઈં. Mete.)—માવું, માપવું:—

અ.—[મ]; [1]સમ;સમાંતર;સમીકરણ; સમતા;સામ્ય;—[2]વિષમ (વસમું.) [3]**ઉપમા** (आ); [4]અનુપમ (अ)(અનોપમ, અનુપ, અનોપ).—**પ્રતિમા;** અપ્રતિમ (अ).—अन.—[5]**માન** (માણ-મણ,માણું, માણી); દિનમાન; [6]અનુમાન; [3]ઉપમાન; નિર્માણ; પરિમાણ—[6]**પ્રમાણ;** પ્રામાણિક-પ્રમાણિક; અપ્રમાણ; સપ્રમાણ;—[7]વિમાન, [8]સમાન, [9]સામાન્ય.—માપન; માપની (માપણી).—य.—[3]ઉપમેય. तृ.—[10]**માતૃ માતા** (માઈ-માય-મા, માત); [11]માતામહ માતામહી; પ્રમાતામહ; [12]માતુલ (અવધી અનિયમિત રૂપ); માતુલી,—त्र. **માત્ર;** [13]માત્રા, માત્રિક.—त.—**મિત** (કે ટલાક પ્રત્યયની પૂર્વે માને ઠેકાણે મિ આદેશ થાય છે); [14]મિતાક્ષરા; [15]મિતાહાર; અમિત; નિમિત્ત (નિમિત-નિમત); નિર્મિત (નિર્મ્યું—નીમ્યું) પ્રમિતાક્ષરા (પ્રમિત=ઉત્કૃષ્ટ રીતે માપેલા+અક્ષરા=અક્ષરવાળી કવિતા). ति.—મિતિ; [16]ભૂમિતિ; [6]અનુમિતિ; પરિમિતિ.

### ગૂ. ધા. માવું, સમાવું, માપવું, નિર્મવું.

[1]—સરખું માપ જેનું છે તે, સપાટ, બરાબર.—૨. સમથી ઉલટું, વાંકું.

ચૂંકું, ઉલટું.—૩. પાસે મૂકીને માપવું, મુકાબલો કરવો:—એ નામનો અ-લંકાર. "એ રાજાનું મન સમુદ્રના જેવું ગંભીર હતું" એમાં મનને સમુદ્રનો જે મુકાબલો છે તે ઉપમાલંકાર, મન એ ઉપમેય (મુકાબલો કરવાનું), અને સ-મુદ્ર એ ઉપમાન (મુકાબલો કરનાર---જેની સાથે મુકાબલો થાયછે તે) કહેવાય છે.—૪. ઉપમા—મુકાબલા વિનાનું, બેનમુન.--૫. માપ, તોલ.—૬. ઉત્કૃષ્ટ માપ, જ્ઞાન મેળવવાનાં સાધન. ન્યાયશાસ્ત્રમાં તે ચાર ગણ્યાં છે:—પ્રત્યક્ષ, અ-નુમાન, ઉપમાન, ને શાબ્દ. અનુમાન=એક બીનાની પછાડી હમેશાં આવનારી બીજી બીના જાણવી તે. એમ કરવાની ક્રિયા તે અનુમિતિ.—૭. તોલ-ભાર વિનાનું, હવામાં ઊડી શકે તે.—૮. સરખા માપવાળું, બરાબર, સરખું.—૯. સરખાપણું; સાધારણ.—૧૦. (પેટમાં) મવાડનારી, મા.—૧૧. માનો બાપ.—૧૨. મામો.—૧૩. માપવાનું સાધન, પિંગળમાં જે વડે છંદ પમાયછે તે;—ઓસડનું લેવા યોગ્ય માપ;—માપીનેજ લેવા જોગ ઓસડો, રસાયન.—૧૪. માપેલા અક્ષરવાળી, એ નામની યાજ્ઞવલ્કય સ્મૃતિ ઉપર જ્ઞાનેશ્વરે મહા પ્રસિદ્ધ ટીકા કરી છે તે.—૧૫. માપેલો આહાર, તનદુરસ્તીના નિયમ પ્રમાણે ખાવું પીવું.—૧૬. જમીનનું માપ, એ નામની વિદ્યા કેમકે પ્રથમ તે મિસરદેશમાં નીકળી, ત્યારે જમીન માપવાને અર્થેજ હતી; આકારશાસ્ત્ર.

## ૫૮ મુચ્—છોડવું; છોડવવું, છૂટવું.—

અન.—[1]મોચન, વિમોચન—ત.—[2]મુક્ત; [3]મુક્તા (?મો-તી નારી જાતિનો ई પ્રત્યય ધારતાં); મુક્તા+આવલિ=હાર અથવા માળા, મુક્તાવલિ (?મુક્તાફળ); મૌક્તિક (?મોતીઓ) અ.—[4]મોક્ષ.—ઉ.—[5]મુમુક્ષુ ( મુમુક્ષા ).—તિ.— મુક્તિ (મુગતી).

### ગૂ. ધા. મૂકવું; મોચાવું,? મોકલવું.

૧.—છોડાવનાર, દુઃખ ભાગનાર.—૨. છટેલો.—૩. છૂટેલી, કાળુ માછલીની છૂટી પાડેલી સીપો, તેમાંથી નીકળેલાં—મોતી.--૪. છૂટવાની ઈચ્છા, છૂટવું. —૫. (ભવ બંધનમાંથી) છૂટવાની ઈચ્છા રાખનાર.

## ૫૯ મુહ્—બેભાન થવું; બેભાન કરવું:—

અ.—[1]મોહ; મોહિત.—અન.—[2]મોહન; મોહના; મોહની. —ત.—મૂઢ (મૂંઢ)—[3]મુગ્ધ; મુગ્ધ બોધિની; મુગ્ધા.

ગૂ. ધા.—મોહવું, મોહ પામવું, મૂઝાવું (मुह्यति)—ગૂ. શ.—મૂઝણ, મુઝારો ( ? मुह्यकार )

૧. બેભાન થવાપણું, ભૂલાવો;—અત્યંત પ્રેમ.—૨. બેભાન કરનાર, અ-ત્યંત પ્રેમ ઉપજાવનાર.—૩. બેભાન થએલો, અજ્ઞાન, બાળક.

## ૬૦ मृ. (લા. Mors.) મરવું:—

અ.—[1]**અમર**; અજરામર (અજર ઘરડો ન થાય એવો); અમરલોક; અમરાપુરી; અમરાવતી.—[2]**માર**; [3]મહામારી; (મૃનો મૂળ અર્થ "નબળા હોવું" છે તે ઉપરથી) કુમાર (કુંવર, કુંવારો); કુમારી (કુંઅરી—કુંવરી—કૂંરી-કૂર—કોર, કુંવારી); કુમારિકા (કુંવારિકા—કુંવારકા).—अन.—મરણ (મરણું); મારણ;—अक.—મારક (મારો).—उ.—[4]મુમુર્ષુ (મમરસુ).—त.—**મૃત** (મૂઓ-મુવો, મડું); મૃતક (મડદું, મુડદું); त.—(હિંયા કર્ત્તાના અર્થમાં લેવો) [5]અમૃત; ચરણામૃત; પંચામૃત—मन्.—મર્મ (મરમ)—त्—[6]મરુત્, [6]મારુતિ (इ).—મૃત્યુ (મોત).

**ગૂ. ધા.**—મરવું, મારવું, મરણ-મૃત્યુ પામવું. **ગૂ. શ.** મરકી, મારકણો, મરણિયો.

૧. ન મરનાર, દેવતા.—૨. મારી નાંખનાર, કામદેવ.—૩. મોટી મારી નાંખનારી, મરકી.—૪. મરવાની ઈચ્છા રાખનારો, મરવા જેવો, દેખીતોજ બળ કે ઉત્સાહ વિનાનો.—૫. ન મરનાર, જે પોષાથી માણસ મરેજ નહિ એવો કલ્પિત ઔષધિ.—૬. મરૂત=વાયુ. મરૂતથી ઉત્પન્ન થએલો તે, હનુમાન.

## ૬૧ मृग्—ખોળવું; શિકાર કરવો:—

અ.—[1]**મૃગ**; [2]મૃગરાજ; [3]મૃગાંક (મયંક); [4]મૃગજલ; મૃગતૃષ્ણા; [5]મૃગશિર્; [6]માર્ગશિર્ષ (માગસર-માઘસર); મૃગલોચના; મૃગાક્ષી; મૃગી;—મૃગયા (य આગમ+अ+आ); **માર્ગ** (મારગ, માગ-મગ); માર્ગી (इन्); વામમાર્ગી; એકમાર્ગી.

**ગૂ. ધા.—(?) માગવું.**

૧. શિકાર કરવાનું પશુ, કોઈ પણ પશુ;—હરણ.—૨ પશુઓનો રાજા, સિંહ.—૩. પશુના (સસલાના) ચિન્હવાળો, ચંદ્ર.—૪. બપોરે રણમાં દરથી પાણી હોય એમ મિથ્યા દેખાયછે તેને મૃગજળ કહેછે, કેમકે પશુઓ પાણી સમજી તે પીવા દોડે છે.—૫. એ આકારનું એક નક્ષત્ર.—૬. જે માસમાં પુનમે મૃગશિર નક્ષત્ર આવેછે તે.

## ૬૨ यज् પૂજવું; બળીદાન આપવું:—

અ.—યાગ (જાગ); પ્રયાગ.—અન.—યજન.—न.—યજ્ઞ (જગ્ન, જગન); યજ્ઞોપવીત (ઉપવીત=વસ્ત્ર) (જનોઇ); યાજ્ઞિક (જાની).—માન.—યજમાન (જજમાન).—ઉસ્.—યજુર્વેદ (જજુરવેદ).—ति.—યજ્નો इष् થઈ જઇને) ઇષ્ટિ क्विप.—[1]ઋત્વિજ (ऋतु=યોગ્ય વખત+યજ્માં य ની इ થઈ ગઈ).

**ગૂ. ધા.-યજ્ઞ-જગ્ન કરવો, (કોઈ કવિતામાં) યજવું.**

૧. હમેશાં ઘરમાં યજ્ઞાદિક કર્મ બરાબર વખતે કરવાને સારૂ રાખેલો બ્રાહ્મણ, ગોર.

## ૬૩ यम्—અટકાવવું:—

અ.—[1]**યમ** (જમ); યમક (ઝમક); ઉદ્યમ (ઉજમ); નિયમ (નીમ-નેમ); નિયમિત;—[2]**યામ** (જામ); યામિની (જામિની-જામની).—तृ.—નિયંતા; (આ આગમ થવાથી) યામાતૃ, (જામાતૃ, જમાઇ).—त्र.—**યંત્ર** (જંત્ર-જંતર); યંત્રી (इन्) (જંત્રી); યાંત્રિક.—ति.—[3]યતિ (જતિ).—य.—[યા-મ્ય]; યામ્યોત્તર વૃત્ત.—इन्.—[5]અંતર્યામી (અંતરજામી).

**ગૂ. ધા.—નીમવું.**

૧. અટકાવનાર, મૂઆ પછી સજા કરનાર--ધર્મરાજા, કેમકે તેની સજાને ભયે માણસો પાપ કરતાં અટકે છે.—૨. પહોર.—૩. અટકવું, છંદમાં અટકવાનાં સ્થળ;—(પોતાની ઈંદ્રિયોને) અટકાવનાર, યોગી;—જૈન સાધુ.—૪. અટકાવનાર, દક્ષિણ દિશા.—૫.—માંહેથી અટકાવનાર, પાપ પુન્ય સૂઝાડનાર, પરમાત્મા, પરમેશ્વર,

## ૬૪ या.—જવું:—

અન.—[[1]યાન] (જાન); પ્રયાણ; [2]ઉદ્યાન; [ઉદ્યાની] (ઉજાણી); ઉદ્યાપન.—त्र+आ.—[3]યાત્રા (જાત્રા).—इन्.—[4]અનુયાયી.

**ગૂ. ધા.—જાવુ—જવું.**

૧. જવું, કૂચ કરવી;—વરની સાથે પરગામ જનાર માણસોનું ટોળું.—૨. (ગામની, બહાર) (મઝાને સારૂ) જવાનું ઠેકાણું, વાડી.—૩, જવાનું ઠેકાણું.—૪, સાથે જનાર.

**૬૫. युज्.**—(લા. Jungo. ઈં. yoke).—જોડવું:—

અ.—[1]યુગ (જુગ); યુગલ (લ) (જુગલ).—[2]યોગ (જોગ); યોગી (જોગી); યોગિની (જોગણી, જોગણ);—[3]ઉદ્યોગ; ઉપયોગ; નિયોગ; પ્રયોગ; વિયોગ (વિજોગ); સંયોગ.—અન.—યોજન (જોજન); પ્રયોજન; યોજના.—અક. યોજક, પ્રયોજક, સંયોજક.—ત.—યુક્ત (જુગત, જુગતું); ઉપયુક્ત; સંયુક્ત.—તિ.—યુક્તિ (જુગતી-જુગત), પ્રયુક્તિ.—ય.—યોગ્ય (જોગ); યોગ્યતા; પ્રયોજ્ય; સ, [4]સાયુજ્ય, મ.—યુગ્મ (જુગ્મ).

**ગૂ. ધા.—યોજવું.**

૧. જોડનાર, જોડકું;—સત્ય અથવા કૃત, ત્રેતા, દ્વાપર, અને કળિ એવા જે ચાર યુગ ગણાય છે તે.—૨. જોડાઈ જવું;—બ્રહ્મ સાથે જોડાઈ જવું, તેમ કરવાની વિદ્યા;—કોઈ બે કારણનું એકઠું થવું, તેમ થવાનો સમય;—સંભવ.—૩. (મનનું) બહાર—પદાર્થો સાથે—જોડાવું, પ્રવૃતિ, કામ.—૪. (ઈશ્વર) સાથે જોડાઈ જવું, એ નામની સૌથી મોટી મુક્તિ.

**૬૬. रंज्.**—રંગવું; ઉશ્કેરવું; રાજી થવું-કરવું; ચહાવું:—

અ. રંગ; રંગકાર (રંગારો).—[1]રાગ; [2]રાગી (इन्); રાગિણી (રાગણી); [3]અનુરાગ;—[4]વિરાગ; વૈરાગી (इन्) (વેરાગી); વૈરાગિણી (વેરાગણ); [4]વૈરાગ્ય.—ત.—[5]રક્ત (રાતું), [6]વિરક્ત (વરક્ત).—અન.—રંજન, રંજની, રજનિ. રજની(રયણી-રેણી-રેણ-રેન).—इत.—રંજિત.—अक.—રંજક.

ગૂ. ધા.—રંગવું, રંજન કરવું.—ગૂ. શ.—અણરાગ, રાગડો, રાગોટા.

૧. રાજી કરનાર, ગાયનનો એક પ્રકાર.—૨. શોખી—૩. કોઈની સાથે રાજી થવું, પ્રીતિ રાખવી, પ્રીતિ.—૪. (સંસાર ઉપર) પ્રીતિ ન રાખવી—ન રાખવાપણું.—૫. રંગાએલું, લાલ રંગનું;—લોહી, કેમકે તે લાલ છે. રાજી થએલો; પ્રેમ ભરેલો.—૬. (સંસાર ઉપર) પ્રેમ વિનાનો, બધું છોડી બેઠેલો.—

**૬૭. रभ्.**—(લા. Labor)—શરૂ કરવું; આનંદ આપવો;-

અ.—[રંભ]; [1]રંભા; આરંભ; પ્રારંભ; સમારંભ.—ત.—

[1]પ્રારબ્ધ (પ્રાલબ્ધ)—માન.—આરભ્યમાણુ—ક.—[3]સુરભિ (સોરભ, સોરમ, સોડમ, સો'ડ).

ગૂ. ધા. આરંભવું; સો'ડવું

૧. આનંદ આપનારી, મુખ્ય અપ્સરાનું નામ.—૨. શરૂ કરેલું (કર્મ); નશીબ. કર્મ ત્રણ પ્રકારનાં કહ્યાં છેઃ—પ્રારબ્ધ એટલે જેનું ફળ આ જન્મમાં ભોગવવા માંડ્યું છે તે, ક્રિયમાણ એટલે જે આ જન્મમાં કરાતું અને કેટલુંક ભોગવાતું જાયછે તે, અને સંચિત એટલે આવતા ભવમાં ભોગવવા સારૂ જે સંચી રખાયછે તે.—૩. આનંદ આપનારી; ગાય, પૃથ્વી, સુગંધ.

**૬૮. रम्.—રમવું, પ્રસન્ન થવું—કરવું, શોભવું:—**

अ.—રમા (આ);—શમ; [1]અભિરામ; વિરામ.—अन. રમણ, રમણી, રમણિક.—ईय.—રમણીય.—य. રમ્ય—तृ+ई.—રાત્રી-રાત્રિ-રાત્ર (રાત); અહન્-અહસ્=દિવસ; અહોરાત્ર.—त.—રત.—ति. [2]રતિ, [3]વિરતિ.—न=કરનાર રત્ન (રતન), [4]રત્નાકર (રતનાગર).

ગૂ. ધા.—રમવું, રમણુ કરવું.—ગૂ. શ. રમત, રમકડું.

૧. ઘણું પ્રસન્ન કરનાર, સુંદર.—૨. પ્રીતિ, પ્રીતિની દેવી, કામદેવની સ્ત્રી. ૩. વિશેષે કરીને શોભવાપણું, પિંગળની યતિ.—૪. રત્ન=મોતી+આકર=ઢગલો=મોતી નીકળવાનું ઠેકાણું, સમુદ્ર.

**૬૯. रस्.—સ્વાદ લેવો:—**

अ.—રસ (રસો); રસિક (રસિયો, રસીલો); અરસિક; રસમય; રસવતી (રસોઇ); રસજ્ઞ; રસાયન (રસાયણ, રસાણ);—નિઃ, નીરસ (નરસ, નરસું); વિરસ; સરસ, સુરસ; ઉર્ધ્વ=ઉંચે, ઉર્ધ્વરસ (ઊંધરસ); ગોરસ (ગોરસું);—[1]રાસ ([2]રાસો); [1]રાસમાળા; રાસક ([2]રાસડો).—अन+आ.—[3]રસના.—आल.—રસાલ (રસાળું).

ગૂ. ધા.—૧ રસ લેવો; ૨. રસવું.—ગૂ. શ. રસોઇઓ, રસોડું, રસી, રસણીઓ, રસોળી.

૧. રસવાળું, એક જાતનું નાટક;—ઈતિહાસ અથવા ઈતિહાસની વાત રસાલંકૃત શૈલીમાં લખેલી હોય તે. પ્રાકૃતમાં તેને રાસો કહેછે, જેમકે ચંદનો રાસો. આવા ઘણા રાસ [illegible] તાત્પર્ય લઇ ફાર્બસ સાહેબે ગૂજરાતનો ઈતિહાસ

રચ્યો છે તેનું નામ રાસમાળા પાડયું છે.—૨.—ચાલુ બનાવના વર્ણનનો ગરબો.—૩. સ્વાદ લેનારી, જીભ.

## ૭૦. रक्ष्.—રક્ષણ કરવું:—

अ+आ.—[1]રક્ષા (રખ્યા, રાખ)—अस्+अ—[2]રાક્ષસ (રાખસ); રાક્ષસી (રાખસી).—अक.—રક્ષક (રખો); રક્ષિકા (રાખડી).—अन.—રક્ષણ; સંરક્ષણ.—ईय.—રક્ષણીય.

ગૂ. ધા.—રાખવું, રક્ષણ કરવું.—ગૂ. શ. અંગરખો (अंगरक्ष); પગરખું; રખવાળ, રખેવાળ (रक्षपाल); રખોપું; રાખોડી; રાખોડો.

૧. રક્ષણ કરનારી, રાખડી. બળતાં જેનું રક્ષણ થાયછે તે, રાખ ૨—રાક્ષસનું રક્ષણ કરનાર એવું નામ તેની પ્રસન્નતાર્થે અથવા અમંગળ શબ્દ દૂર રાખવાને માટે પાડયું હશે.

## ૭૧. राज्.—(લા. Rego.)—પ્રકાશવું:—

अन्.—રાજન્-રાજા (રાજો)-રાજ (રાય, રાવ); રાજ્ઞી (રાણી); રાજધાની; રાજપુત્ર (રજપૂત); [1]રાજસૂય; અધિરાજ, રાજાધિરાજ; મહારાજ; [2]યુવરાજ.—इत.—વિરાજિત—य.—રાજ્ય, વિરાજ્યમાન (બિરાજમાન); સમ્, [3]સામ્રાજ્ય.—त्र. [4]રાષ્ટ્ર, મહારાષ્ટ્ર, માહારાષ્ટ્ર (મરહઠ્ઠા-મરેઠા-મરાઠા).

ગૂ. ધા.—રાજવું, વિરાજવું—બિરાજવું.—ગૂ. શ. રજવાડો (राजवट); રાવળ; ? રાવળીયા; રાવણું; રાજવી.

૧. નવું રાજ્ય મેળવનાર રાજા બીજા રાજાઓને બોલાવી યજ્ઞ કરતા હતા તે. બીજા રાજાઓ જો નહિ આવે, તો તેનું રાજપદ મંજુર ન થયું એમ સમજાય. ૨. જુવાન રાજા; જેનો એક રાજા પછી ગાદીએ બેસવાનો હક હોય અથવા જેને તે મુજબ કબુલ રાખવાની ક્રિયા કરી હોય તે.—૩. ચક્રવર્તિ રાજ્ય; શાહનશાહત.—૪. (રાજાને) પ્રકાશવાનું સાધન, મુલક, દેશ.

## ૭૨. रुध्.—રોકવું:—

अ.—રોધ; અવરોધ; વિરોધ; વિરોધી (इन्)—अन.—રોધન (રૂંધણ)—क.—રોધક; અવરોધક; વિરોધક.—त. [રુદ્ધ]; અ+નિ, [1]અનિરુદ્ધ; વિરુદ્ધ.

ગૂ. ધા.—રૂંધવું; રૂંધાવું.

૧ નહિ.—અટકાવાએલો, કૃષ્ણનો પૌત્ર ઓખાને વર્યો હતો તે.

### ૭૩. रूप्.—ઘડવું; દેખાવું:—

અ.—રૂપ; [1]રૂપાવલિ; રૂપી (इन्); બહુરૂપી; તત્, [2]તદ્રૂપ; અરૂપ; અનુરૂપ; કુરૂપ (કરૂપ, કરૂપો-કદરૂપો); વિરૂપ (વરૂઓ-વરવો); સ, સારૂપ્ય (य); સુરૂપ; સ્વરૂપ.—અક.—રૂપક (રૂપિયો); [3]નિરૂપક—य.—[રૂપ્ય] (રૂપું); [રૌપ્યક](अ+क)(રૂપૈઓ-રૂપીઓ); [3]નિરૂપ્ય.-अन.-[3]નિરૂપણ.

૧. વ્યાકરણના રૂપોની હાર—કોષ્ટક.—૨. તેના જેવું, તદ્ભિન.—૩. (મનમાંથી કાઢી)બહાર સ્પષ્ટ દેખાડવું, બરાબર વર્ણન કરવું,નિશ્ચય કરી બતાવવો તે निरूपण. એવું વર્ણન કરવાની વસ્તુ તે निरूप्य, અને વર્ણન કરનાર તે निरूपक.

### ૭૪. लक्ष्.—ચિન્હ કરવું, તાકવું, ધ્યાન આપીને જોવું:—

અ.—લક્ષ (લાખ); લક્ષી (इन्);—[1]લક્ષા-લાક્ષા (લાખ); [લાક્ષિક] (લાખીઓ); अन.—લક્ષણ; અવલક્ષણ (અપલક્ષણ); [2]વિલક્ષણ; સુલક્ષણ (સલખણો-સખણો); લક્ષણા; [3]લાક્ષણિક.—य.—લક્ષ્ય; અલક્ષ્ય; દુર્લક્ષ્ય.—मन्. [—લક્ષ્મન્]; [4]લક્ષ્મણ (अ); લક્ષ્મી (લખમી-લછમી—લાછ).

ગૂ. ધા. ઓળખવું (अवलक्ष), (?) લખવું, લખવવું.

ગૂ. શ. લખેશરી (લક્ષશ્રી).

૧. ચિન્હ કરનારી, રંગ આપનારી, લાખ.—૨. વિશેષ લક્ષણ—ગુણ—વાળો;—૩. લક્ષણાથી, કાંઈ સંકેત ચિન્હથી ઉત્પન્ન થએલો અર્થ; શબ્દના વાચ્ય અર્થથી જે જૂદો અર્થ થાય તે.—૪. ચિન્હવાળો, મુખ્ય; રામનો ભાઈ.

### ૭૫. लोक्, लोच्.—જોવું:—

अ.—લોક; અમરલોક, ગોલોક; [1]લોકાયત (आ+यम्+त); [2]લોકાલોક;—લૌકિક (લોકિક); અલૌકિક.—अन.—[3]લોચન; ત્રિલોચન; [3]ત્રૈલોચન (अ); સુલોચના;—[4]અવલોકન; [5]વિલોકન.

## ગૂ. ધા.—અવલોકવું, વિલોકવું.

૧. જોવામાં-પ્રત્યક્ષમાંજ—જેનું જ્ઞાન રોકાઈ રહેલું છે તે, ચાર્વાકાદિક નાસ્તિક મતો.—૨.જેનાવડે દેખવુ ન દેખવું થાયછેતે,જેની પછાડી સૂર્ય જાય ત્યારે રાત અને આગળ આવે ત્યારે દહાડો થાય છે એવો એક કલ્પિત પર્વત.—૩.ત્રણ આંખવાળો, મહાદેવ.—૪. નીચે ધ્યાન આપીને જોવું, ખોળવું. કેમકે માણસ કાંઈ ખોળતું હોય ત્યારે ધ્યાન આપીને જુએછે;—તપાસી તપાસીને જોવું—૫. વિશેષે કરી જોવું.

## ૭૬. वच.—(લા. Voco)—બોલવું:—

क्विप्.—વાચ્ (વાચ); વાગ્દાન; વાચા; વાચિક.—अ.—[1]ચક્રવાક (ચકવો)—अन.—વચન (વયણ-વેણ)—अक.—[2]વાચક; ભવવાચક; અવાચક.—तृ—વક્તા, વક્તૃત્વ.—त्र.—[3]વક્ત્ર.—ईय.—વચનીય; નિર્વચનીય; [4]અનિર્વચનીય.—य.—વાક્ય (વાએક); પંચવાક્યા (વાએકા); વાચ્ય.—त.—[5]ઉક્ત; વેદોક્ત, શાસ્ત્રોક્ત.—ति.—[6]ઉક્તિ; અતિશયોક્તિ; પુનરુક્તિ; [7]સ્વાભાવોક્તિ.—आल.—વાચાલ; વાચાલતા.

## ગૂ. ધા.—(?) વાંચવું.

૧. ચક્રમાં—વારા ફરતી—એક આ કાંઠેથી અને બીજું બીજે કાંઠેથી રાત્રે બોલનારાં પક્ષી.—૨. કહેનાર, દેખાડનાર.—૩. બોલવાનું સાધન, મોઢું.—૪. નિશ્ચય કરીને કહી શકાય નહિ તે.—૫. કહેલું.—૬. કહેવું—૭. (માણસનો) સ્વભાવ કહેવો, ગુણચિત્ર.

## ૭૭ वद्.—બોલવું:—

अ.—વાદ; વાદી (इन्); પ્રતિવાદી વિવાદ; નિર્વિવાદ; સંવાદ; [1]અપવાદ.—अन.—[2]વદન—य.—[3]વાદ્ય (વાજું).—इत्र.—[3]વાદિત્ર (વાજિત્ર—વાજિંત્ર).

## ગૂ. ધા.—વદવું;—વાદ કરવો.

૧. એક નિયમથી ઉલટું હોય તે કહેવું, ઉલટા દાખલા આપવા. ઉલટું, કોઇની વિરુદ્ધ, કહેવું; નોહોમત મૂકવું.—૨. બોલનાર, બોલવાનું સાધન, મોઢું.—૩. બોલવાનું—અવાજ કરવાનું—સાધન, વાજું.

## ૭૮ वस्.—(લા. Vestis.)—રહેવું; ઢાંકવું; હોવું:—

अ.—[1]વાસ (વાસો); વાસી (इन्); પ્રતિવાસી (પાડોશી);

[૧]મહીવાસ (મે'વાસ); [૨]મહીવાસી (મે'વાસી); આવાસ (અવાસ); [૩]ઉપવાસ (અપવાસ-અપ્પાસ); નિવાસ; સહવાસ (સે'વાસ); સુવાસ; [૪]સુવાસિની (इनी) (સોવાસણ-સોભાસણ—સોહાસણ)—अन.—[૫]વસન; [વાસન] (વાસણ); વાસના.—उ.—વસુ; વસુધા; વસુંધરા; વસુદેવ, [૬]વાસુદેવ (अ.); [૭]વાસવ.(अ.)—तु.—[૮]વસ્તુ(વસ્ત-વસ); વસ્તુતઃ; વાસ્તવિક; વાસ્તુપૂજન.—त.—[૧૦]ઉદ્દ્વસ્ત.—ति.—વસતિ(વસ્તી).—य.—અમા=પાસે, અમાવાસ્યા (અમાસ)—त्र.—[૫]વસ્ત્ર.—तव्य.—[વાસ્તવ્ય] [૧૧](વસવાયાં).

૧. રહેવું, રહેવાનું ઠેકાણું;—શરીરને ઢાંકનાર, લૂગડાં;—ગંધ.—૨. મે'વાસી એટલે મહીનદી ઉપર રહેનારા, કોળી;—લૂટારા, કેમકે તે અસલ લૂટવાનોજ ધંધો કરતા હતા, અને તે ઉપરથી કોઈ પણ લૂટારા મુલકને મે'વાસ કહેવાય છે.—૩. હલકી રીતે—ફલાહાર કરીને—ખાધાવિના—રહેવું.—૪. સારાં વસ્ત્રવાળી, જેનો ધણી જીવતો છે તે.—૫. લૂગડાં.—૬. વસુદેવથી ઉત્પન્ન થએલો, કૃષ્ણ.—૭. વસુવાળો, ઇંદ્ર.—૮. હોનાર, ખરેખરૂં જે હોય તે.—૯. વાસ્તુ એટલે ઘરનું પૂજન, નવું ઘર બાંધ્યા પછી જે કર્મ કરવામાં આવેછે તે.—૧૦. વસવાથી ઉલટું—ઉજડ—કરેલું.—૧૧. વસાવવા યોગ્ય, ગામ વસાવતી વેળા ખેડુતોની સાથે અમુક કારીગરો વિગેરેને વસાવવાનું મનુસ્મૃતિમાં કહ્યુંછે તે.

## ૭૯ वह्.—(લા. Veho.)—લઈ જવું, વહેવું:—

अ.—[વહ-વાહ] (વોહ); નિર્વાહ; પ્રવાહ; પ્રવાહી (इन्); વિવાહ (વી'વા-વે'વા); વૈવાહિક (વે'વાઇ).—अन.—વહન (વે'ન-વે'ણ); વાહન (વા'ણ-વાહાણ); [૧]આવાહન—अक. વાહક; ઉષ્ણતાવાહક; મંદવાહક.—[ઉઢ] પ્રૌઢ; [૨]નવોઢા. इन्+ई—પૂર્વ વાહિની.—नि.—[૩]વહ્નિ.

ગૂ. ધા.—વહેવું.—ગૂ. શ.—વહીતરૂં—વૈતરૂં (वहित्र); વે'લ, વે'ળો.

૧. દેવને મર્યાદામાં અમુક સ્થળે—લઈ જવું, તેમાં વસાવવા.—૨. નવી વહુન કરેલી પરણેલી સ્ત્રી.—૩. હોમેલું લઈ જનાર, દેવતાને પહોંચાડનાર, અગ્નિ.

**૯૦. विद्**—(લા. Video. ઇં. Wit)—જાણવું;—મેળવવું;—હોવું:—

अ.—[વિદ]; કો=બોલનાર, કહેનાર, [1]કોવિદ;—વેદ; [2]આયુર્વેદ; [3]ધનુર્વેદ; [4]વેદાંગ; વેદાંત; વૈદિક (વેદિયો); દ્વિવેદી (દવે); ત્રિવેદી (ત્રવાડી); ચતુર્વેદી; ઉપવેદ.—अन. વેદના (આ); [5]નિવેદન.—उर.—વિદુર.—तृ.—વેત્તા; ખગોળવેત્તા; તત્વવેત્તા; બ્રહ્મવેત્તા.—त.—[6]વિત્ત.—इत.—[7]વિદિત; નિવેદિત.—मान.—[8]વિદ્યમાન.—य.-વિદ્યા (આ); વિદ્યાર્થી; વિદ્યાલય;—વૈદ્ય (વેદ); વૈદ્યનાથ (વૈજનાથ); નૈવેદ્ય.—वत्.—વિદ્વત્; વિદ્વજ્જન; વિદ્વત્તા,—वान्.—વિદ્વાન્ (વિદ્વાન).

૧. વિદ એટલે પવિત્રજ્ઞાન કહેનાર, પંડિત—૨. વૈદકશાસ્ત્ર.—૩. ધનુઃ=ધનુષ્યની વિદ્યા.—૪. વેદના અંગ, તે બરાબર શીખવાને માટે તેના પેટાના જે છ શાસ્ત્ર છે તે:—શિક્ષા (જેમાં ઉચ્ચાર અને સ્વરની સમજ આપીછે તે); કલ્પ (વેદોક્ત કર્મ કરવાની સમજુતી); વ્યાકરણ (પાણિનિકૃત અષ્ટાધ્યાયી); છંદ (પિંગળકૃત છંદશાસ્ત્ર); જ્યોતિષ (વેદોક્ત કર્મ અમુક કાળે કરવાના છે તેથી કાળનિર્ણય કરનારૂં શાસ્ત્ર); અને નિરૂક્ત (જેમાં અઘરા વૈદિક શબ્દોની સમજુતી તથા વ્યુત્પત્તિ આપી છે તે).—૫. જણાવવું, જાહેર કરવું.—૬. જાણેલું, માલમ.—૮. હયાત.

**૯૧. विश्.**—પેસવું; વ્યાપવું:—

अ.—વેશ; આવેશ; સમાવેશ; પ્રવેશ.—अक.—પ્રવેશક.—नु.—[1]વિષ્ણુ; વૈષ્ણવ (अ).—क्विप्.—[[2]વિશ્]; [2]વૈશ્ય (य).—त.—[વિષ્ટ] (બેઠો).

**ગૂ. ધા.—પેસવું;—બેસવું:—**

૧. વ્યાપક.—૨. બહુ ફેલાયલા લોક, એ નામની ત્રીજી વર્ણ.

**૯૨. वृ.**—ઢાંકવું; રક્ષણ કરવું; પસંદ કરવું.

अ.—[1]વર; [2]વરિષ્ટ; [3]મુનિવર; સ્વયંવર; સરસ્=તળાવ, સરોવર; [4]પ્રવર;—પરિવાર; વિવાર; સંવાર;—વીર; વૈર (વેર);—अन.—આવરણ; વાતાવરણ.—[1]વારણ; નિવાર-

ણ.—उण.—[7]વરૂણ; વરૂણી; વારૂણી.—य.—વીર્ય (બીજ, બી); નિવાર્ય.—इ.—[8]વારિ (વાર).

**ગૂ. ધા.—વરવું;-વારવું;-નિવારવું.**

૧. પસંદ કરનાર, સ્ત્રીનો ધણી;—પસંદ થનાર, ઉત્તમ; પસંદ કરીને માગેલી વસ્તુ.—૨. સર્વોત્તમ, મોટામાં મોટી (કોટ)—૩. મુનિઓમાં ઉત્તમ.—૪. ગોત્રમાં ત્રણ કે પાંચ જે ઉત્તમ—અતિ પ્રસિદ્ધ—પુરૂષો થઈ ગયા હોય તેનાં નામ.—૫. વાત=વાયુનું, આવરણ=ઢાંકણ.—૬. હાથી.—૭. પૃથ્વીને ઢાંકનાર, પાણી, સમુદ્ર, સમુદ્રનો દેવ; યજ્ઞને માટે બ્રાહ્મણની પસંદગી.—૮. પાણી.

## ૮૩. वृत्.—(લા. Verto)—વળવું;—વર્તવું;—રહેવું.

अ.—આર્ય+આ, [1]આર્યાવર્ત; વાર્તા (આ).—अन.—[2]વર્તન (વતન); આવર્તન; પરા, પરાવર્તન—त.—વૃત્ત; વૃત્તાંત; નિવૃત; પ્રવૃત્ત.—ति.—વૃત્તિ; અનુવૃત્તિ; આવૃત્તિ; [3]નિવૃત્તિ; [3]પ્રવૃત્તિ.—मान.—વર્તમાન.—मन्.—[ વર્ત્મ ] (વાટ)-उल.—વર્તુલ.— —વર્તણુક.

ગૂ. ધા.—વર્તવું;—(?) વરતવું.—ગૂ. શ. વર્તણિયો (वर्त्तनक?); વર્તારો—વર્તાળો.

૧. આર્ય લોકોને રહેવાનું ઠેકાણું.—૨. રહેવું; રહેવાનું ઠેકાણું; રહેવાનું સાધન, જીવાઈ, પગાર.—૩. આત્માનું માંહે પોતાના તરફ—વળવું તે નિવૃત્તિ, અને બહાર—સંસારી વિષયો તરફ—વળવું તે પ્રવૃત્તિ.—૪. માર્ગ.

## ૮૪. वृध्.—વધવું:—

अन.—વર્ધન; [1]ગોવર્ધન,—अक.—વર્ધક; વિવર્ધક.—त.—વૃદ્ધ (બુઢ્ઢો)—इत.—वि, વિવર્ધિત.—ति.—વૃદ્ધિ; વૃદ્ધિ-સૂતક.—मान.—વર્ધમાન (વઢવાણ)

**ગૂ. ધા. વાધવું—વધવું.**

૧. ગાયને (પુષ્કળ ચારો પૂરો પાડી) વધારનારો પર્વત, એ નામની એક ગોકુળ પાસે ડુંગરી છે તે.

## ૮૫. शक्.—ખમવું; શક્તિમાન હોવું:—

अ.—[1]શાક; [2]શકારિ; [3]શાક (અ); [4]શાક; [4]શાકંભરી.—

इन्+ई.—શાકિની (શાકણી, શાકણ).—य.—શક્ય; શાક્ય મુનિ.—र.—[5]શક્ર.—त.—શક્ત (શક્તો-સકતો), અશક્ત.—ति.—શક્તિ; શાકત (अ),—उन.—શકુન (શુકન); શકુનાવલિ (શુકનાવલિ)-उन्त.—[6]શકુન્ત; [7]શકુન્તલા (ल+आ).—ट.—શકટ (છકડો); શકટી (શગડી); શકટિકા; मृद्=મોટી; [8]મૃચ્છકટિક.

## ગૂ. ધા.—શકવું.

૧. શક્તિમાન હોનાર, એ નામના એક લોક, સ્કુથી અથવા સિથિયન.—૨. શકનો શત્રુ, તેમને હરાવી કાઢનાર, વિક્રમાદિત્ય.—૩. શક સંબંધી, એ નામનું વર્ષ.—૪. શક્તિમાન કરનાર, વનસ્પતિ. વનસ્પતિ ભરનાર, પુષ્કળ ઉગાડનાર દેવી તે शाकभरा, રજપૂતોની ઈષ્ટ.—૫. શક્તિમાન હોનાર, ઈંદ્ર.—૬. એ નામનું પક્ષી.—૭. શકુન્ત પક્ષીએ ઉછેરેલી, કણ્વઋષિની પાળકપુત્રી; એ નામનું નાટક.—૮. માટીની ગાડી સંબંધી, એ નામનું એક નાટક.

## ८६. शी.—સૂવું:—

अ.—[શય]; અતિશય; [1]આશય; [2]જલાશય; સંશય—अन.—શયન (શૈન-સેન)—य+आ.—શય્યા (સજ્જા-સેજા સેજ)—इन्.—[3]શેષશાયી.

૧. કહેવાનો મુદ્દો.—૨. પાણીનો આશય, પાણીને રહેવાનું ઠેકાણું.—૩. શેષનાગ ઉપર સૂનાર, નારાયણ.

## ८७. शुध्.—શોધવું; શુદ્ધ કરવું:—

अ.—શોધ.—अन.—શોધન.—अक.—શોધક; શોધક બુદ્ધિ.—त.—[1]શુદ્ધ; અશુદ્ધ; [2]વિશુદ્ધ.—ति.—શુદ્ધિ(શુદ્ધ.)

ગૂ. ધા.—શોધવું.—ગૂ. શ. બેશુદ્ધ; અણીશુદ્ધ.

૧. શોધેલું, ભૂલ વગરનું.—૨. ઘણું શુદ્ધ.

## ८८. श्रम्.—મહેનત લેવી; થાકી જવું:—

अ.—શ્રમ; [1]આશ્રમ; ચતુર્થાશ્રમ; પરિશ્રમ;—[2]વિશ્રામ (વિસામો).—इत.—શ્રમિત; વિશ્રમિત (વીસમ્યું)—ति.—વિશ્રાંતિ.

## ગૂ. ધા.—શ્રમ લેવો;—વીસમવું.

૧. શ્રમ, તપશ્ચર્યા કરવાનું સ્થળ, ઋષિમુનિઓને રહેવાની જગ્યા; માણસની જિંદગીના તમામ ઉદ્યોગના ચાર ભાગ પાડયા છે તેઃ—બ્રહ્મચર્યાશ્રમ (વિદ્યાર્થી અવસ્થા); ગૃહસ્થાશ્રમ (ઘર માંડીને રહેવું); વાનપ્રસ્થાશ્રમ (વનમાં જઈ એટલે કામધંધો છોડી પરમાર્થના કામમાં વખત ગાળવો તે); સન્યસ્તાશ્રમ (સઘળું છોડી પરલોકના ચિંતનમાંજ રહેવું).—મહેનતથી ઉલટું, વિસામો.

## ૮૯. શ્રિ, શૄ.—જવું:—

અ.—[1]આશ્રય (આશરો)—અન. શરણ (શરણું); શરણાગત (આગત) (શરણાંગત); અશરણશરણ.—ઇત. આશ્રિત, ઉચ્છ્રિત (ઉછર્યો).—નિ.—[2]શ્રેણિ (શ્રેઢિ); [3]નિઃશ્રેણિ (નીસરણી.)

## ગૂ. ધા.—ઉછરવું; નીસરવું.

૧ કોઇની મર્યાદામાં, હદમાં જવું; મદદ માગવી, મદદ.—૨. જવાનું, ચડવા ઉતરવાનું સાધન, પગથીઆં; પગથીઆવાર આંકડા.—૩. બહાર જવા આવવાનાં સાધન, પગથીઆં, સીઢી.

## ૯૦ શ્રુ.—સાંભળવું:—

અન.—[1]શ્રવણ; [2]શ્રાવણ (અ).—અક.—[3]શ્રાવક.(શાવક-સાવક)—તૃ. શ્રોતા.—ત્ર.—[4]શ્રોત્ર; [5]શ્રોત્રિય.—ત. શ્રુત; બહુશ્રુત.—તિ. [6]શ્રુતિ, શ્રૌતકર્મ.

## ગૂ. ધા. શ્રવણ કરવું; શૂણવું—સૂણવું.

૧. સાંભળવું; સાંભળનાર, કાન; એ નામનું નક્ષત્ર; એ નામનો પુરૂષ.—૨. શ્રવણ નક્ષત્રવાળો મહીનો.—૩. સાંભળનાર; જૈનમાર્ગના સંસારી લોકો. તેઓને સાંભળનારજ કહેવાનું કારણ એ છે કે એ માર્ગને મતે ખરેખરો જૈન તો સંસાર છોડે તેનેજ કહેવાય,—૪. સાંભળવાનું સાધન,કાન;વેદ.—૫ વેદ પ્રમાણે ચાલનારો.—૬. સાંભળવાપણું, પરંપરાથી સંભળાતું આવેલું જ્ઞાન, વેદ.—૭. શ્રુતિમાં, વેદમાં કહેલાં કર્મ.

## ૯૧ શ્વસ્.—શ્વાસ લેવો:—

અ. શ્વાસ (સાસ); ઉચ્છ્વાસ (ઉસાસ); શ્વાસોચ્છ્વાસ (સાસોસાસ-શ્વાસોશ્વાસ); નિઃશ્વાસ (નીસાસો); વિશ્વાસ; અવિશ્વાસ (અણવિશ્વાસ), [1]વિશ્વાસુ (ઉ); [2]વિશ્વાસી (ઇન્)

## ગૂ. ધા.—શ્વાસ, સાસ લેવો.

૧. વિશ્વાસ રાખવા જોગ.—૨. વિશ્વાસ રાખનાર પ્રીરતી.

## ૯૨. सह्.—ખમવું, જિતવું:—

अ. ઉત્સાહ (ઉચ્છાહ), દુઃસહ—अस्.—[સહસ્] [1]સહસા (આ=તૃતીયાનો પ્રત્યય);—[2]સાહસ (अ); સાહસિક.—अन.—સહન; સહનશીલ—य.—સહ્ય, અસહ્ય.

**ગૂ. ધા. સહેવું.**

૧. ઉતાવળે, અવિચારે.—૨. અતિશય હિંમત.

## ૯૩ साध्.—(ઇં. send).—મેળવવું:—

अन.—સાધન; સાધના—अक.—સાધક; [1]સિદ્ધસાધક इत.—સાધિત.—य.—સાધ્ય; અસાધ્ય; સુસાધ્ય.—उ.—[2]સાધુ (સાહુ); સાધવી (ई); [સાધુકાર] (સાહુકાર.)

**ગૂ. ધા.—સાધવું.**

૧. ઢોંગી સિદ્ધ અને તેના મદદનીશો.—૨. મેળવનાર, પ્રમાણિક (કેમકે પ્રમાણિકપણું એજ ફતેહ મેળવવાનો ખરો માર્ગ છે.)

## ૯૪ सिध्—પાર પડવું.

अ.—[1]નિષેધ; પ્રતિષેધ.—अन.—નિષેધક.—त. [2]સિદ્ધ (સિદ્ધું, સીધું); અસિદ્ધ; સિદ્ધાંત; સિદ્ધાંતી; સિદ્ધતા; [1]નિષિદ્ધ (નિષિધ-નષિદ્ધ), [3]પ્રસિદ્ધ.—ति.—સિદ્ધિ, પ્રસિદ્ધિ.

**ગૂ. ધા.**—સીધવું;—સીઝવું (સિદ્ધ્ય); સિદ્ધ કરવું; (?) સીધાવવું.

૧. નિ આદ્યય લાગવાથી સિધ્ ધાતુનો અર્થ "મના કરવી" એવો થઈ જાયછે.—૨. પાર પડેલું, તૈયાર થએલું; સીધું, સિદ્ધ કરેલું; રાંધીને તૈયાર કરેલું; રાંધવા સારૂ તૈયાર કરેલો સામાન; યોગાભ્યાસમાં પાર પડેલો, સિદ્ધિ મેળવેલો જોગી. સિદ્ધિઓ આઠ કહેવાય છે:—અણિમા (અણુ જેટલું) નાનું રૂપ ધારણ કરવાની શકિત; મહિમા (મોટું રૂપ ધારણ કરવાની); ગરિમા (અત્યંત ભારે થવાની); લઘિમા (અત્યંત હલકા થવાની);—પ્રાપ્તિ (ચાહે તે વસ્તુ મેળવવાની);—પ્રાકમ્ય (ચાહે તે કરી શકવાની):—ઇશિત્વ (સૌને વશ કરવાની).—૩. ઉત્કૃષ્ટ રીતે પાર પડેલો, નામીચો (કેમકે પોતાના કામમાં પાર પડવું એજ નામ મેળવવાનો ખરો રસ્તો છે.

## ૯૫ सु.—નીચોવવું; પેદા કરવું; જણવું:—

अ.—[1]ઉત્સવ(ઉચ્છવ-ઓચ્છવ); પ્રસવ.—तृ.—[2]સવિતા;

